"દુહવ્યો બોલિ આત્મા, સુણિ પરમાત્મા તાત;
તૂઝ સમીપ છંડાવીયું, માહરુ શુ અપરાધ.
ઘરસુખ કાંઈ વીસારીયું, ભૂલવ્યો કાયાવનમાહિ;
કેતલું કાલ વિડંબીયૂ, શત્રુ કામાદિક હાથિ.
એણિ વનિ લોભની દવ બલિ, વિલસિ પારધી કાલ;
માયા મુકી હરણિલી, માંડીયૂ કર્મની જાલ.
જાલ પડયુ હૌઉ આકલુ, મોહીયુ જીવ અચેત;
પાછલી આગિલી સુધિ નહીં, નહીં એહનિ આપણું ચેત."
"પરબ્રહ્મ પદ્મનાભ, પરશોતમ પિદિ નહી એ;
અવિગત ગોવિંદ ચંદ, સાર કરુ શ્રીપતિ ધણીએ.
ચત્રભજ સામલવર્ણ, સારંગધર સોહામણો એ;
અનિ રૂઅડલો વૈકુંઠનાથ, દુહીત હરણ દામોદર એ.
નિરંજન નિરાકારિ, નિકલંક પુરુષ આરાહીઈ એ;
ગાઈઈ દ્વારિકેરાયુ, સામલવર્ણ સોહામણો એ.
સદા વૈષ્ણવ મનિ ઉછાહ, આનંદ અંગિ ઉલટિ એ;
ભલિઆયિક પરબ્રહ્મરાય, પીંડારા માહિ પરવરયુ એ."[3]

અનેક જૂગ વીત્યારે, પંથે ચાલતાં રે; તોયે અંતર રહ્યા રે લગાર—
પ્રભુજી છે પાસે રે, હરી નથી વેગળા રે; આડડોને પડયો છે આકાર—અનેક.
દીનકર રૂંધ્યો રે, જેમ કાંઈ વાદળે રે; થયુ અજવાળુ મટયો અંધકાર—
વાદળુંને મટયું રે, લાગ્યું જેમ દીસવા રે; ભાનુ કાંઈ દેખાયો તેવાર—અનેક.
લોકડીવાની લાજ રે, બાઈ મેં તો નાણીયો રે; મહેલી કાંઈ કુળતણી વળી લાજ—
જાદવાને માથે રે, છેડો લઈ નાખીયો રે; તારે પ્રભુવર પામી છો આજ—અનેક.
નાવને સ્વરૂપે રે, બાઈ એનું નામ છે રે, માલમી છે વળી સરજનહાર—
નરસઈઆનો સ્વામી રે, જે કોઈ અનુભવે રે; તે તારી ઉતારે ભવપાર—અનેક.[4]

---

3. "ઘણાએક નાના પ્રકરણોનો સંગ્રહ એવો એક વૈષ્ણવ ગ્રંથ છે તેમાંથી ઉપલા બણ કકડા લીધા છે-કોઈ કોઈ પ્રકરણમાં 'પદ્મનાભ' એમ લખ્યુ છે તે ઉપરથી તે નામવાળો કોઈ તેનો કર્ત્તા હશે-વિષયને ભાષા જોતા તે ગ્રન્થ ૧૫-૧૬ સૈકામા રચાયો હોય એમ લાગે છે-(પ્રત ૧૭૧૫ ની માથી).

૪. નરસૈં મેતાની કવીતા તેનાજ કાળની ભાષામા મળવી દુર્લભ છે.

સત્તરમા સૈકામા ભાષા, ભક્તિ તથા ચરિત્રકથનમા કેળવાઈ પણ તે પોતાનું સમગ્રસૌન્દર્ય તેજ સૈકામા દેખડાવી શકી નહિ એ સૌન્દર્યનો (વિષ્ણુદાસ, ભાલણ, વસતો, નાકર, આધારભટ ઇત્યાદિ સહુના રંગનો) ઘણોખરો ભાસ પ્રેમાનંદે અઢારમા સૈકામા પ્રત્યક્ષ કરાવ્યો એ સૈકામા સમયસુન્દર, ઉદયરત્ન ઇ૦ જૈનોએ રંગથી રાસ લખ્યા પણ તેમા ૧૫-૧૬મા સૈકાની નિશાનીઓ થોડી ઘણી જોવામા આવે છે એ જૈન ભાષા, ઉત્સાહમા આવેલા વાણિયા બ્રાહ્મણની ભાષાના તેજમા અંજાઈ ભાનસાર રત્નાએ ખેડામા પોતાના મણ્ડળમા થોડાએક લલિત ગીત ગાયા એ અઢારમા સૈકામા ભાષાએ નવા વિષયો કથવાનો સમર્થ આરમ્ભ કર્યો—અખો શામળ-વલ્લભ એઓએ પોતપોતાના વિષય ગાયા પ્રેમાનંદે વર્તમાનભાષા ભૂતરંગને અનુકૂળ કરી અખાએ વર્તમાન રંગ હસી કાઢ્યા ને એક બ્રહ્મનો બોધ કર્યો શામળે ભૂતને દૃષ્ટાન્તે ઉદ્યમ સાહસ વર્ણ્યાં "જીવે તેને જોખ" કહ્યું અને વલ્લભે બહુચરાને ગાઈ મુગલાઈના ઉત્કર્ષકાળમા ભાષા, એકવડી પણ ભગવ પણ કહી ડુમણી ને કહીં કઠણ એવી કાચીની, ધીંગરણી કંક તેજસ્વી એની, ઉજમાળી ને હોંસિલી, **શકે વિપ્રતનયા મગ્ન રસમા, કથા કહેતી સોહંત.**

"જાદવ સ્ત્રી તાળી દઈ હસે, ધન ગામ જ્યહાં આ નર વસે,
કીધા હશે તપ વ્રત અપાર, તે સ્ત્રી પામી આ ભરથાર
કો કેહે ઇંદ્રને કો કહે કામ, એને રૂપે હારે કેશવ રામ,
બાઈ પતીવ્રતાના મોહાશે મન, મધુવચન બોલે સ્ત્રીજન
કોઈ કહે હાઉ આ ચો વીકરાળ દેખાડે રોતા રેહેશે બાળ'
"આવ્યા વર્ષાઋતના દીન, ગાજી વરસે છે પરજન્ય,
વીજળી થાએ આભમા પૂરી બોલે કોકીલા શબ્દ મધુરી
મહા તાપસના મન ડોલે, દાદુર મોર પપઈઆ બોલે,
માળતળે ગ્નાગર ગાજે, ઓખા અંગે નવસપ્તસાજે'
"અનિરૂધ બાંધ્યો પ્રેમને પાશે, મોહ્યોમોહ્યો ચંદનને વાસે
મોહ્યોમોહ્યો સ્નેહને બંધે, મોહ્યોમોહ્યો હાર ગળુબંધે
મોહ્યોમોહ્યો હસ્તકમળે, મોહ્યોમોહ્યો ઉરગગચ્છે,
મોહ્યોમોહ્યો અનકાનટે, મોહ્યોમોહ્યો કેસરી કટે"
"કડાજુડ કટક જે થયા, ઉઘાડા આઉધ કરમા ગ્રહ્યા,
ખખડે ખેડા ને ફરે તરવાર, કો કાઢે શર ભાથા બાહાર

તોમર ત્રીસુળ ધરચાં ગુમળ, ગાજા રાગ ધરી કરહળ:
છપંન કોડ જાદવ ગડગડચા, દાનવ ઉપર તુટી પડચા."
"એવું જાણી મારા નાથજી, કરો દાસીની સંભાળ રે;
હો વીહંગમ વેવીસાળીઆ, મૂને મૂકી નળ ભૂપાળ રે.
હો વજ્રાવતી મારી માવડી, મારું ઢાંક ઉઘાડું ગાત્ર રે;
હો ભીમક મારા તાતજી, શોધી મનાવો જામાત્ર રે.
હો નષરાદ દેશના રાજીઆ, અણુચિંતું દીઓ દરસંન રે;
રૂપ ભુપને જાઉં ભામણે હો, સલુણા સ્વામીન રે;
"હતું વઈકુંઠ ગોકળ ગામરે, હવે નેસડો કરી થયું નામરે,
જસોદા કેમ બાહાર નીસરસેરે, વંઝા કહી લોક પાછાં ફરશેરે;
અમો માણુસમાથી ટાળ્યા રે, દીકરો થઈ કાળજ બાળ્યારે.
અમો ભુલ્યા આશા આણી રે, પારકી થાપણ નવ જાણીરે
વાયસ થઈ વાછળ કીધુ રે, કરી કોએલે બચકું લીધું રે;
વીપ્ર પ્રભુ પરમેશ્વર રે, માહારૂં ફરી વસાવો ઘર રે."
"કોમળ શીતળ નીર્મળ સુખકર દુખ હર હરીનું નામ
પ્રેમાનંદ પવીન થાવા, ગાઓ રાજીવલોચનરામ.
એ મરણ પગલા હેઠ છે, ફરે સાચાણો કાળ;
હીંડતા ફરતા કારજ કરતાં, ભજો શ્રીગોપાળ."
"ગુરૂ થૈ બેઠો હોસે કરી, કંઠે પાણ શકે કયમ તરી;
જયમ નાર નાનડી હવું પ્રસુત, વળતી વાધે નૈ અદભુત.
શિષ્યને ભારે ભારે રહ્યો, અખા તેમ મુલગેથો ગયો."
"જાંહા સુધી છે પંડીત ગ્યાન, અખંડાનંદનું નોહે વીગ્યાન
તેહેનું પાત્ર થાવા કારણ્ય, મહામુનીએ કહ્યુ પંચીકરણ.
ત્રીતીયેં સાખ્ય કપીલે કહ્યુ એહ, ભણે ગુણે તે થાય વીદેહ
જીવનમુક્તિ તે એહેનું નામ, જેણે જાણ્યુ કેવલ પદ ધામ.
"પંડિત આગળ મૂઢ, હંસ આગળ જયમ બગ્ગા:
પંડિત આગળ મૂઢ, કોકિલા આગળ જયમ કગ્ગા;
પંડિત આગળ મૂઢ, રાય આગળ જયમ રાકા;
પંડિત આગળ મૂઢ, સિંધુ આગળ જયમ ટાકા,
છે પંડિતમા પ્રાક્રમ ઘણા, પંડિત સાકું શિર મોર છે;
શામળ કેહે પંડિત આગળે, મૂઢ તો ચાકર ચોર છે."

"અરે કસ્તૂરી અંબીકા, કોડે દાગે કંજ,
મકૂલ જનગ તેનો હશે, માધવ દેખે દ્રષ્ટ
જે દેશ માધવ ગયો, તે દેશનો વાઓ વાએ,
આડે હૈડે મુજ અંગમા, મકૂલ જનમારો થાય "
"રમઝમ કરતી રાજવી, ઝમઝમ વાગે ઝેર,
ઘમઘમ વાગે ઘુઘરા, મદનતણી સમશેર
હસતી રમતી હેતથી, કરતી વિવિધ વિલાસ,
ચાલી ચતુરા ચમકતી, પોપટ કેરી પામ "
"ગંગોદક નીરમળ જળ, સદા પવિત્ર સાર;
તેહેવું કુંભ હાથ માહરે, તો પડ પાસા પોબાર
સૌહ મૂછ મોરંગ મણી, કરગીવન મતિનાર,
જીવ ગએ પર કર ચઢે, પડ પાસા પોબાર "
"તોતળા મુખનન, તોતોતો કહે મા,
અર્ભક માગે અન્ન, નિજ માતા મન સેમા
નહિ સવ્ય અપસવ્ય, કહ્યા કાંઈ જાણું મા;
કળી કહાવા કન્ય, મન મિથ્યા આણું મા
કુળજ કુપાત્ર કુલીન, કર્મ અકર્મ ભરયો મા,
મૂરખમા અણુમીન, રમ રડવા વિચરયો મા
પ્રાક્રમ પન્ન પ્રચંડ, પ્રબળ ન પણ પ્રીછુ મા,
પૂરણ પ્રગટ અખંડ, અનુથકો ઇચ્છુ મા

ઓગણીસમા સૈકામા પ્રદેશપ્રદેશની ગીતકવિતાની ભાષા, ટીકા ભાષાને પાઠના રૈગમા થયના ગ્રન્થોની પ્રતભાષા એ જોવામા આવે છે આખ્યાનવાણી વસાવડના કાળીદાસે, વેદાંત વિષયની પ્રીતમ તથા ધીરાએ, શૃંગારભક્તિની દયારામે ને વિરાગની સ્વામીનારાયણસાધુઓએ દેખાડી છે એ સૈકાની ભાષા, એકવડી કાઠીની પણ જરા હસાવલી ભરેલીકુમળી ઘઉંવર્ણું કરતા કંઈક વધારે ઉજળી ને થોડાક નાજુક ઘરેણાથી સજેલી જેવી—**ગાતી પરબ્રહ્મ શ્યામને, કન્યા નાગરી શોભે.**

"જોતા કડડડ થભ ફાટો કારમોરે, પ્રભુ પ્રગટીયા નરહરીરૂપ,
રાજાદૈત્યસું જગાડ્યુ જુદ્ધ દાનવેરે—
પ્રભુ ભ્રગુટી મોટીક બીહામણી રે, દીસે નયણામા પાવકની
જવાળ, ૨૦

નારીકાનો તે ગોર ઘણું ગાજતો રે, તેણે ડોલવા લાગ્યા છે
દીગપાળ, ગ૦"

"આસાડે અમૃતિનજી, વરસ્યા વરસાદ,
હરિહરિ સઘરે થઈ રહ્યું, થાવરજંગમ જાન.
સાભળ શુદ્ધ ચિત્તે કરી.
ચિત્ત ચાતક રંગે રટે, બોલે મન મોર,
જ્યાંત્યાં ચેતન પ્રહના, ઉગના અંકોર—સાભળ૦
સુખમાગર સહેજે ઉનટયો, સરિતા શુભસાર,
પ્રહ્મ નિરંતર જળ ભર્યા, કોઈ પામે ન પાર—સા૦"

"ખાનડદાર મનસુખાજી, ખાડાની ધારે ચહડવુ છે,
હિંમત હથિયાર બાંધી રે, સત્ય લડાઈએ લડવુ છે—
એક ઉમરાવ ને બાર પટાવત, એક એક નીચે ત્રીસ ત્રીસ;
એક ધણીને એક ધણીયાણી રે, એમ વિગતે સાતસેં ને વીસ
સો સરદારે ગઢ ઘેર્યો રે, તેને છતી પાર પડવુ છે"

"પ્રગટ પુરૂષોત્તમ દેહ, રાજે ગઢપુરમા શ્રીહરી જો,
જેને નિગમ નેતિ ગાએ, નીજ ઈચ્છાએ દેહ ધરી જો,
અક્ષરપતી અવિનાશ, આવ્યા કરુણા કરી અતિ જો,
કીધો ગઢપુર નિવાસ, વર્ણું વૈશ્ય નૈષ્ઠિક જતી જો"

"ફાગણ કેસુ ફુલ્યા, હું કરમાણી રે રસીયાજી,
આ વનમાળી પિયુ સીંચ્યુ ન પૂરૂં પાણી હો, રંગરસીયાજી૦
વસતરતુ તો સહુને વાહાલી લાગે રે-રસીયાજી
આ તમ પાખે મુને બાણ રૂદેમા વાગે હો, રંગરસીયાજી"

"પ્રીતડીની રીત અતી અટપટી, ઓધવજી છે પ્રીતડીની રીત
અતિ અટપટી,
ચાવાનો ઉપાય પણ જાનાનો જડે નહીં, વજ રહેણે જટી તે જટી'

"નંદનાથ સાથે લાગ્યુ છે લગન જો, ઘેલી કીધી મને ગોના
ળીએ જો—
એની કટાક્ષે મારયુ છે મારૂં કાળજુ જો, કામણગારા રસિક
રત્નમે લોચન જો"

"શ્રી વલ્લભવિઠ્ઠલ શ્રીજી સ્વામી, સામળીયા વાહાના,

સઘળું સમજો છો અંતરજામી નંદલાલા રે—
ભય તો લાગે છે મુજને ભારી સા૦; અંત કાળે શી વલે
મારી—નં૦
સેવાસમરણ ભાવે ના કીધું, સા૦; રંક સાધુને દુઃખ દીધું. નં૦

"પૂર્વે અવંતી નગ્રનો રાજા ચંદ્રસૈન્ય તેને પુત્રી ચંદ્રમુખી નામે તેને પિતાયે કહ્યું તારો સ્વયંવર કરીયે. ના પિતા હું તો દેવાંશીવર ઇચ્છું છું. રાજા કેહે આપણ મનુષ્યને ઘેર દેવ વરવા કેમ આવે એ મનોર્થ તે મિથ્યા ધરવો. કન્યા કેહે એટલો પોણ જેણે કનકપુરી જોઈ હોએ તેને હું વરૂં. રાજા કેહે તેની ભાલ કેમ જણાશે. કન્યા કેહે પુરમાં પાટ ફેરવો. ત્યારે રાજાએ પડો વજડાવ્યો. જેણે કનકપુરી જોઈ હોએ તે રાજાની પુત્રી પર્ણવા આવજો. એવે તે નગ્રમાં દુર્બલ બ્રાહ્મણ એકાકી રેહેતો, શક્તિદેવ નામે. તેની ટોળ કરીને લોકે સીખવ્યું, તું જઈને કેહેની જે કનકપુરી મેં જોઈ છે, તને રાજપુત્રિ મળસે, આ દરિદ્રતાનું દુઃખ જશે. એમ ભંભેરાયો બ્રહ્મણ રાજ્ય સભામાં ગયો. કહ્યું મેં કનકપૂરિ જોઈ છે. રાજાએ પુત્રિને મેહેલે મોકલ્યો. તેણે ચક લાખી નીસાની પુછવા માડી ત્યારે બ્રહ્મણ કેહે કનકપુરી તે કનકની છે, કનકના મંદિર છે. હસી કન્યા કેહે કીયે માર્ગ થઈ ગયાતા. માહાવનમાં જતાં દીઠી. કન્યાયે લબાડ કહી કાહાડી મેહેલ્યો."

"લલિત કેહેતાં મનોહર એહેવી લવિંગની લતા જે વેલ તેનું જે શેવવું, તે લતાનાં નિકુંજ ગૃહને આચ્છાદી રેહે છે તેનો કોમળ કેહેતાં અતિ મધુર વાસ છે તે મલયાચલના મંદસુગંધ સુશિતલ વાયુ વેહે છે ને તે વન કેહેવું છે જે ભ્રમરના સમૂહ તે ગુંજારવ કરે છે ને તે મધ્યે કોકીલા સ્વર કરે છે તે બહુએક સ્વર થાય છે તેણે કરી કુંજકટીર જે લતાગૃહ શ્રી કૃષ્ણ રાધાનું વિલાસ સ્થાન તેને વિષે શ્રીમદન ગોપાલ વિલાશ કરે છે."

"એક મનોહરા નામા ગોપીજન છે, તેહેને મંદિર કોઈ એક સ્રીને ત્યાં રાત્ય રમીનેં પ્રભુ પધારયા તે અન્ય સ્રી સંબંધનાં ચિન્હ જોઈને તે સ્રી કહે છે જે હે નાથ પર જે બીજી ત્હેંની પલકા જે સજ્જ્યા ત્યાંહાં પોહોડવાના અલિક કેં. જૂઠા સૌંહ જે સમ તે કયંહાં ખાઓ છો એટલે શું કરવા ખાઓછો જો નાં માનો તો દરપણ લેઈનેં જુઓં કેં ત્હમારા પલ કેં૦ આંખ્યોનાં પોપચાં તે પીક જે તાંબોળનો રંગ ત્હેમાં પગ્યા કેં૦ પચીરલાં છે નીક કેં. સારી પેંઠય તેથી મે જાણ્યું તો ખરૂં! ત્યારેં! તમેં જૂઠું શીદ બોલોછો પ્રાતઃકાલમાં તો કાંઈ સાચું બોલો."

સંસ્કારકાળનું પ્રભાત સંવત ૧૮૮૦ પછી થવા માડ્યુ–૧૮૮૪મા 'ઈસપનીતિ,' ૧૮૮૬મા વિદ્યાના ઉદ્દેશ લાભને સંતોષ અને ૧૮૮૯મા 'બાળમિત્ર' ( પ્રથમ ભાગ ) એ પુસ્તકો નિકળ્યા.

એ પ્રમાણે ગુજરાતીભાષાનો ઉદ્ભવ તથા સ્થિતિ છે.—(સંસ્કૃત) ' પ્રાકૃત–અપભ્રંશ–અપભ્રંશગુજરાતી–ગુજરાતી, એ પ્રમાણે ક્રમ છે. એ સ્થિતિક્રમ અને વર્તમાનસ્થિતિ એ જોતા જણાય છે, કે ભાષા અંગ્રકાલિયે એકવડી હતી ને છે, કોમળ હતી ને છે, થોડા વિષયમા ને વિશેષે કવિતામા રમતી તે આજ વધારે ને વિશેષે ગદ્યમા ઘુમે છે. ભાષા, અર્થ-ઘટ ને ઘાટીલી–સુન્દર થતી આવી છે ને થાય છે. ભાષા પોતાના પ્રાકૃત કોમળપણાં વડે કોઈ પણ મોટા અર્થને યથાસ્થિત સુન્દર દર્શાવવાને સત્વરે વળી શકે તેવી છે પણ કેળવણીની અજ્ઞતામા તે પોતાનું ઉત્કૃષ્ટ-સ્વરૂપ દર્શાવી શકતી નથી *

* દ્રવિડ પણ્ડિતના વિશ્વગુણાદર્શ નામના ગ્રન્થમા ગુજરાતીભાષાને અમૃત જેવી મીઠી કહી છે. મને સાભરે છે કે ખમ્ભાતવિષે એક ગવર્મેણ્ટરેકાર્ડમા મે વાચ્યુ છે કે ખમ્ભાતના કોઈ કલ્યાણરાય નામના લાડ-વાણિયાના કાળમા 'ગુજરાતીભાષા સુન્દર કેવાતી' ( એણે ખમ્ભાતના પારસીઓના વધીગયલા જોરને તોડ્યુ હતુ) જયદેવકવિયે અષ્ટપદીમા ગુર્જરીરાગને પણ માન સાથે ગણનામા લીધો છે. 'સોરઠ મીઠી ગગણી' એમ કચ્છનીઓ ગાય છે. ગરબી ગરબાની વાણી ગુજરાતનીજ છે ને વખણાય છે. હવે બીજે પક્ષે ગુજરાતી તે ગુંશાંની, ગુજરાતીનુ ગાણું તે રોણુજ, સઘળી પ્રાકૃતનો કુઓ તે ગુજરાતી, ગુજરાતી તે પોચી– બાયલી ને હિન્દી તે મરદાની, ગુજરાતીમા તે વળી કવિતા શી ?–એના તો રાસડાજ –કવિતા તે ભાષાની, 'અખે તબેકા એક રૂપૈયા, અડે કડે આણા બાર; ઈકિડુન તિકડુન આણે આઠ ને શુ સુ –ચાર' એમ પણ કેતી કહીંકહીં છે. એ નિન્દાવાક્યો ગુજરાતી ઉચ્ચારણ અતિ કુમળુ છે તે ઉપરથી બોલાયાં છે. હિન્દી મરેઠી ગુજરાતી ભાષા એક માની જણેલી બેનો છે. –શબ્દ મળતા આવે છે, સંસ્કૃત વર્ણના ઉચ્ચાર ત્રણેમાં સમાન છે. પણ સર્વનામ–વિભક્તિ પ્રત્યય–ક્રિયાપદના પ્રત્યય એ ત્રણ પરત્વે ને કોઈ કોઈ જૂદા ઉચ્ચારણને લીધે તે છેરેની સગી મનાય છે બીજી બધી વાત પડતી મુકી ક્રિયાપદના પ્રત્યય જોઈએ તોજ સ્પષ્ટ દેખાય છે કે ગુજરાતી પ્રત્યય અતિશય કુમળો છે. પૂર્વે કહ્યુ છેકે સંસ્કૃત ધાતુ અથના

ભાષા, હિન્દી મરેઠી કરતા ગાઢ વધારે લલિત છે ને તેથી તે ભાવ-
-સૌન્દર્યમા વધારે આગળ પડે છે, પણ ભેગ ભેગ અર્થ ભગાવી કહિએ
સૌન્દર્ય દેખાડે તે વળી ભાવ ભરીયુ બન્ને સૌન્દર્યના સમ્મિશ્રણે એક
નવુજ ઉત્તમ સૌન્દર્ય પ્રગટે-એવી થવાને તેને કેળવણી મળવી જોઈએ
શબ્દભણ્ડોળ વધારવાને અને અનેક વિષય સેવથી લખાતા થાય તેને માટે
સારા સારા ગ્રન્થકારો થવા જોઈએ એઓ પોતાના કાર્યને માટે સગ-
ળતાથી નવા શબ્દો જોડશે, પ ભાષાના + યોગ્યજ્યાએ તે સ્વીકારશે અને

નસ્કૃતનામ એ ઉપરથી આપણા પ્રાકૃતધાતુ થયા છે તે ગમગણ કરતા
જણાય છે 'કરણમ્' એ ઉપરથી 'કરના,' 'કરણે,' 'કરવુ-વુ' એમ
પ્રાકૃતરૂપ થયા છે, આ, એ, ઉં, એ ભેદ પરત્વે હિન્દુસ્થાની, મરેઠી,
ગુજરાતી લોક જેવા હતા ને છે તે વિષે ને એ ત્રણ ભાષામાથી કઈ એનો
પરસ્પર સમ્બન્ધ વિશેષ છે (ગુજરાતીને હિંદુસ્થાની સાથે વિશેષ સમ્બન્ધ
છે એમ મનાય છે પણ દક્ષણી સાથે વિશેષ છે એમ મને કેટલીક વાતે
જણાય છે) એ વિષે અને દક્ષણી ગુજરાતી આર્ય ને હિન્દુસ્તાની આર્ય
ક્યારે ને કીએ કાળે જૂદા પડ્યો એ વિષે મન માન્યા શોધ સાધન હોય
તો થઈ શકે તેમ છે ક નુ બન્ને પ્રકારનું ઉચ્ચારણ હિંદી મરેઠી ગુજરા-
તીમા સરખુજ છે, જેમ દક્ષણીમા च ज झ એ ઉચ્ચારણ છે તેવુ
હિન્દીમા નથી પણ આપણા ચરોતરમા च તેને કઈક મળતો આવે છે
જૂની ગુજરાતીમા પષ્ઠીનો પ્રત્યય કહીંકહીં ચા-ચી લખાયા છે
એ-ઓ ના બેવડા ઉચ્ચારણ ભાગ જાણ્યા પ્રમાણે દક્ષણીમા નથી 'રેવુ,'
'રાહાણે,' 'રહના,' એ ત્રણ રૂપ જોતા હ નું ટુકુ થઈ જતુ ઉચ્ચારણ
જેમ ગુજરાતી દક્ષણીમા થાય છે તેમ હિન્દીમા થતુ નથી-દક્ષણી કરતા
ગુજરાતીમા વિશેષ ટુકુ થાય છે ને એ ઉપરથી ને પાછળ આપેલા
દાખલાઓ ઉપરથી જણાય છે કે ગુજરાતી ઉચ્ચારણનું વલણ શબ્દને
સઙ્કોચવા ભણી છે ને સઙ્કોચ થયેથીજ પસરેલું કોમળ અઙ્ગ, ઘટ
તથા બળિષ્ઠ બનશે અનુસ્વારનું ઉચ્ચારણ આપણામા જેવુ વિલક્ષણ છે
તેવુ બીજી ભાષામા નથી

+અર્થજ્ઞાન વધે તેમ તેને ક્ષેમ રાખવાને યોગ્ય પાત્ર જોઈએ માટે
ભાષામા શબ્દનું ભરણું તો કરવુજ પણ પરભાષાના લેવા કે ન લેવા ?
સંસ્કૃતમા કેટલાએક પરભાષાના શબ્દો છેજ (ને મે એક ઠેકાણે વાચ્યુ

રૂઢી રીતે યોગ્ય વપરાતા કરશે. નવા નવા ગ્રન્થોવડે ભણેલા વધારવો ને કોશ-વ્યાકરણોવડે ભાષાને શુદ્ધ રાખ્યા કરવી એજ પ્રકાર ભાષાની કેળવણીનો છે.×

પૂર્વ વર્ણનમાં પ્રદેશપ્રદેશની ને જાત જાતની ભાષાને ગુજરાતી ભાષા કઈ છે પણ વર્ત્તમાન ભાષા વિષે તેમ સામાનીકરણ કરવાનું નથી. વર્ત્તમાન--ભાષા તો આગગાડી વડે ને છાપખાનાવડે ગુજરાતના ગુજરાતી બોલનારા સકળજનની ખરેખરી થઈ છે–સુરતની, અમદાવાદની, કાઠિઆવાડની એમ અમણ્યા કેવાય છે તે ચાલનેદાડે નહિં કેવાય. સુરતની ભાષા કદે કંઈક હિંગણી નાજુક ને કુમળી છે, અમદાવાદની કંઈક ઊંચી ને કઠણ છે, કાઠિયાવાડની જાડી છે ને શબ્દેશબ્દે ભાર સાથે છૂટી બોલાય છે* પણ એ ત્રણનું મિશ્રણ થવા માડ્યું છે ને રૂડું થશે. સમ્પ્રસારણ ઉચ્ચારણ પરત્વે પ્રદેશપ્રદેશમા ભેદ છે તે ટળી જશે. ચરોતરના

છે કે મૂર્દ્ધાસ્થાની વર્ણોથી આરમ્ભાતા શબ્દો મૂળ વાસ્તવ્ય લોકના છે) અને ગુજરાતીમા કેટલાક ફારસી આરબી એવા તો રૂઢ થઈ રહ્યા છે કે તે કદાપિ ટાળ્યા ટળવાના નથી. જૂનામાથી શોધી, પરભાષામાથી લઈ, નવા જોડી પણ યોગ્ય જાણીને યોગ્ય રીતે શબ્દ વાપરી ભણેલ વધારવું.

×દેવનગરી લિપિમા પુસ્તક લખાઈ છપાતાં થાય તો ભાષાની ક્ષેત્ર-સીમા વધે ને વિશેષ ઉત્પન્ન થાય. હાલમા કોઈના દ્રવ્યની સહાયતાથી ગ્રન્થ રચાય છે તેથી સારા ગ્રન્થો થતા નથી ને ભાષાની કેળવણીને રચાઈ ઉત્તેજન મળતું નથી.

*વળી સન્ધિપ્રદેશની ભાષામા સમ્બન્ધીપ્રદેશની ભાષાનો પાશ બેઠો હોય છે. બગવાડામા મરેઠીનો, દાહોદમા માળવીનો, સામળાજી તરફ મેવાડીનો અને પશ્ચિમે કચ્છી સિન્ધીનો પાશ છે (સાઈ–કું એ શિન્ધી છે). એ પરભાષાનો પાશ કેટલો કેટલો છે તે નક્કી કરવાનો છે. મેવાડીશબ્દ આ રીતના છે–કેતા (કેટલા), **તીહાં** (તા), કહે છે (કે છે). **તીણારા–તીણાકા** નામ (તેઓના નામ), **તીણમાંહે** (તેમા), **જણીથી** (જેનાથી), **જણીમાંહિ** (જેનીમા), **ચારદસાકું ચાલી ઓર** (બીજા), **તાકો** (તેનો),**સદાકી રાણી** (સદાની રાણી).**હુવા** (થયા). કુણકુણ (કાણકાણ), **થ્રહ્માશે મરીચિ** (બ્રહ્માનો મરીચી), **તીન** (ત્રણ), **ઇકગુણો દાન દસગુણો પુન ખાતો** (ખાતુ), **હોસી** (થાશે).

દન્તતાલુસ્થાની ચનું ઉચ્ચારણ તે તરફના ગ્રન્થકારો પણ વાપરતા નથી, પ્રદેશ પ્રદેશના ઈ–એ ના ભેદ રૂપાન્તરો છે તેમા પણ કેટલુંક નક્કી થતું જાય છે–બહુજણ લાખવું બોલે છે પણ એ શબ્દ પુસ્તકોમાં વપરાતો બન્ધ થયો છે. લેખનશુદ્ધિ વ્યુત્પત્તિ એ વિષયોમાં પણ સુધારો થતો જાય છે.×

હિન્દુસ્થાનમા વર્તમાન કાળમા પ્રદેશપ્રદેશની જેટલી પ્રાકૃત ભાષાઓ+

---

×સંસ્કૃત ષ–સને બદલે આપણામા છ વપરાતો એવા થોડાક શબ્દ છે, કોળી ઘેંશ સને ઠેકાણે છ સર્વત્ર બોલે છે, પારસીઓમા વપરાતા કેટલાક શબ્દ **ઓી** (આપી), **માથ** (માત), **વેક** (વેગ), **પેવસ** (પ્રવેશ), **સોજવું** (શુચિ), **બૂક** (કવલ) ઈ૦ સંસ્કૃતના અપભ્રંશ છે ને તે આપણામા અતિભ્રષ્ટ રૂપાન્તરો છે તેવા નહિ પણ મૂળની પાસેના છે. કેટલાક પારસીશબ્દ આપણા જૂના પુસ્તકોમાં છે તેજ છે પણ ઉચ્ચારણ ફેર છે. હોરાઓ મિલવું, આવો વગેરે બોલે છે તે જૂના ગ્રન્થોમાં છે. સુરતના વડનગરાઓમાં ફૂર, મોગ, પાગ, જાસક, ઈ૦ વપરાય છે તે ખોટા નથી. કાઠિયાવાડના નાગરો ખ્રોડવુ, ધ્રાવું એમ રકાર ભળેલું ઉચ્ચારણ કરે છે તેવા રૂપો જૂના પુસ્તકોમા છે એ દાખલાઓથી પણ જણાય છે કે મૂળને મળતા રૂપાન્તર રાખવાની વાત છોડી દઈ વર્તમાન વ્યવહારનાનેજ લખવામા લેના.

+કોઈ કાળે છપ્પન દેશની છપ્પનભાષા આ પ્રમાણે ગણાઈ છે–અઙ્ગ, વઙ્ગ, કલિઙ્ગ, કામ્બોજ, કાશ્મીર, સૌવીર, સૌરાષ્ટ્ર, માગધ, માલવ, મહારાષ્ટ્ર, નેપાલ, કેરલ, ચોળ, પાન્ચાળ, ગૌડ, બંગાળ, સિંહલ, વડપ, દ્રવિડ, કર્નાટક, મરહટ, પાનાટ, પાડચ, પુલિન્દ, આન્ધ્ર, કનોજ, યાવન, જલાન્ધ, શલભ, સિન્ધુ, આવન્તી, કુરુજાઙ્ગલ, દાશાર્ણ, ભોજકોટ, ગાન્ધાર, વિદર્ભ, બર્બિઠક, ગર્જ્જર, બર્બ્બર, કૈકેય, કોશલ, કુન્તલ, શૂરસેન, ટઙ્કણ, કોકણ, મત્સ્ય, મદ્ર, સૈંધવ, પારાશર્ય, ગુર્જર, ખચર, ભૂચક, કંતુક, પ્રાગ્જ્યોતિષ, કરાહટ. વળી દશ ભાષા પણ ગણાઈ છે–પન્જાબી, હિન્દી, મૈથિલી, ગૌડે અથવા બઙ્ગાળી, ગુજરાતી, ઊર્ય, મરેઠી, તૈલઙ્ગી, કર્નાટકી અને તેમુલ. જ્હોન બીમ્સે લખ્યુ છે કે શૌરસેનીમાથી ૧૧ ભાષાઓ થઈ છે–હિન્દી, બઙ્ગાળી; પન્જાબી, સિન્ધી, મરેઠી, ગુજરાની, નેપાલી, ઊર્ય, આસામી, કાશ્મિરી અને ડોગ્ર (મૈથિલી, ભોજપુરી, કોશલી, બ્રીજ, કનોજી, રજપુતા, બુન્દેલખણ્ડી એ સૌ હિન્દીની ઉપ-

છે ને તેમા જેની જણુતી મરકૃત છે, તેમા ગુજરાતી ભાષા સ્થિતિ પરત્વે કેવુ દર્શન દે છે તે જાણિયે–એ ભાષા બોલનારા લોકની સખ્યા માદ લાખ કેવાય છે ને એ રીતે ક્રમ માડતા તે નીચે ઉતરે છે—( હિન્દીના બોલનાર ૪) કરોડ, બંગાળીના ૩) કરોડ, પંજાબીના ૧) કરોડ ને મરેઠીના ૧) કરોડ છે), કેળવણી પ્રમાણે ક્રમ આપીએ તો મારા જાણ્યા પ્રમાણે તે માત્ર પંજાબીથી ઉપર આવે, પણ પશ્ચિમહિન્દુસ્થાનના ઘણું કરીને સઘળા દેશી વેપારીઓની અને હિંદુસ્થાન દેશના દેશી વેપારીઓમાના શ્રેષ્ઠ વેપારીઓની ભાષા દાખલ તે પેલી પ્રતીની શોભે છે એ શોભા, ભાષા કેળવાયાથી અને છે તેથી વધારે જ્યાના બોલવામા આવતી થયેલી ઘણી ઘણી સતેજ થશે એમ બોલવામા કંઇજ બાધ નથી.

માટે હવે, ભૂત સ્થિતિનોજ અથવા ઉત્તમ ભાવીસ્થિતિનોજ વિચાર કરયા કરવાનું પ્રયોજન નથી ભૂત ભાવી ઉપર અતિશય મોહ ગખતા જે વર્ત્તમાન મચવાય નહિ તો તે મોહ કેવળ જડપણુ છે અથવા ઘેનાપણુ છે. ભૂત ઉપરથી વિવેક જાણી ભાવીની આશાએ હોસીના થઈ એ બે વડે આપણે આપણી શક્તિ વધારીશુ તો ભાષાનુ બળ પણ વધશે ને સૌંદર્ય પણ વધશે દ્રવ્યને ઉદ્દેશી નહિ પણ માનને અથવા આનન્દને અથવા વસ્તુનેજ અથવા પરોપકારનેજ ઉદ્દેશી જ્યારે કેટલાક જણ હોસ આગ્રહથી પોતાની વિદ્યા વધારશે ને ગ્રન્થો રચશે ત્યારે ભાષા સહજ સુધરશે પણ ગુજરાતમા વિદ્યા વધે ને ગુજરાતી વિદ્વાનો બીજા પ્રદેશના વિદ્વાનોની સાથે સરસાઈ કરે એ તો વિસ્મય જેવુ થાય તોપણ, સમૂહના આગ્રહઉત્સાહે વેલુ મોડુ પણ શુ નથી બનતુ ?, અને રૌમપટ ઉપરથી આપણે જાણ્યુ છે કે ભાષા ઉત્તરોત્તર અધિક મરકાર પામતી

ભાષાઓ છે) હિન્દી બંગાળી પંજાબી મરેઠી બોલનારાની સંખ્યા આપી છે તે એક 'કાલેણ્ડર'માથી ઉતારી લેઈને બીજ્મ આ પ્રમાણે સંખ્યા આપે છે–હિન્દી બોલનારા હિન્દુને સમજનારા મુસલમાન મળીને ૬,૦૭,૬૨, ૭૭૯ છે, બંગાળી બોલનારા હિન્દુ અને બીજી ભાષા બોલનારા પણ થોડુઘણુ બંગાળી સમજે તેવા મળીને ૨,૦૫, ૮૩, ૬૩૫ છે, પંજાબી બોલનારા એક કરોડ સાઠ લાખ છે, મરેઠી બોલનારા એક કરોડને ગુજ-રાતી બોલનારા ૬૦ લાખ છે હિંદુસ્થાનમા ઉરદુભાષા બોલનારા ૩ કરોડથી વધારે છે એમ મે એક ઠેકાણે વાચ્યુ હતુ

આવી છે; વળી આપણી ઉચ્ચસ્થિતિનો સૂર્યોદય થયે આપણે તેના સુમઙ્ગળ પ્રકાશમાં ઉજમાળા રહી કામ કરીએઉંએ—આપણું શુભચિન્તન નિત્ય આજ હોવું—

કે હિન્દુસ્થાનના સમગ્ર ઉત્કર્ષને અર્થે પ્રથમ તેના અઙ્ગપ્રદેશોનો પૃથક્ પૃથક્ ઉત્કર્ષ થવો અવશ્ય છે તો તેના એક અઙ્ગપ્રદેશ—ગુજરાતનો ઉત્કર્ષ સત્વરે થાઓ, અને એ ઉત્કર્ષની સામગ્રીમાં પ્રથમ ગુજરાતી ભાષાના જયશ્રીરઙ્ગ વિરાજો!*

પોષ–ઉત્તરાયનસઙ્ક્રમણ, સં० ૧૯૨૯ — નર્મદાશઙ્કર લાલશઙ્કર.<br>
તા. ૧૨મી જાનેવારી સને ૧૮૭૩.

---

* નર્મકોશમાંથી.

# ઉપગ્રંથ*

પ્રભુએ માણસને ઉત્પન્ન કરીને તેને બુદ્ધિદાન આપ્યું. આ બુદ્ધિ વડે માણસ બોલે છે ખરું, પણ પોતાની બુદ્ધિથી માણસે ભાષા શોધી કાહાડી હોય, એના કાંઈ પ્રમાણ દેખતા નથી: પણ જેમ બુદ્ધિ, તેમ ભાષા પણ, દેવદત્ત છે એવું માનવું યોગ્ય દેખાય છે. સૃષ્ટિસમયે માણસની ભાષા એકજ હતી. જ્યાંલગ પ્રજા બહુ વધેલી ન હતી, અને સહુ લોક પાસે પાસે વસેલા હશે, ત્યાં લગ તેમની ભાષા એકજ રહી, એ માનવાને કાંઈ પણ અટકાવ નથી. અતિ પ્રાચીન ઈતિહાસના લેખ ઉપરથી જાણવામાં આવે છે, કે મહાપ્રલયની પૂર્વે અનેક વિદ્યાકળાના શોધક અને શિક્ષક પ્રગટ થયા હતાઃ કૃષિવિદ્યા, પશુપાળનો ધંધો, તંબુઓ કરવાની કળા, લોહડું ત્રાંબું ઘડવાની કારીગીરી, ગાયનમાં વગાડવાના વાજીંત્ર કરવાની યુક્તિ, નગરો બાંધવાની રીતિ, ઈ૰, શોધી કાહાડી હતી. પણ અક્ષરજ્ઞાન (લખવા વાચવાની કળા) તેઓમાં તે કાળે પ્રગટ્યું હતું કે નહિ એ કહેલું નથી. મહાપ્રલય ( ખ્રી પૂ ૨૩૪૮ કે ૩૧૫૫+ ) થયા પછી, કેટલાએક વર્ષ સુધી માનવજનતના બધા લોક પાસેને પાસે વસ્યા હતા. તેઓમાં પ્રલય પૂર્વેની વિદ્યાકળાનું વત્તું ઓછું કંઈ જ્ઞાન રહ્યું હોય; પણ એ જ્ઞાન કેટલું અને કેવું હતું એ કહેલું નથી, અને એનો શોધ અજી લાગ્યો નહિ. પણ એટલું તો દેખાય છે, કે શિલ્પવિદ્યા, ધનુર્વિદ્યા, કૃષિવિદ્યા, અને કદાચ ધાતુ ઘડવાનું જ્ઞાન, એવું કાંઈ રહ્યું. એવું જણાય છે કે તે કાળે માનવોનું રહેઠાણ ઇરાન દેશમાં કાસ્પિયન સમુદ્રની પાસે હશે, અને ત્યાંથી ફ્રાત નદીના કાંઠા સુધી કોઈ પ્રાંતોમાં હતું માનવ જાતનું મૂળ સ્થાન તે છે એવું કહેવાય .

---

* ટેલરકૃત વ્યાકરણમાંથી

\+ કાળ ગણન કરનાર બે વિદ્વાનોના નામ તરતા છે: એકનું નામ અશર, અને બીજાનું હેલ્સ. એઓ ભિન્ન ભિન્ન ધોરણથી ગણે છે. એ ધોરણનું વર્ણન હું અહિં કરતો નથી, પણ પરિણામ એ છે કે અશર ના ગણ્યા પ્રમાણે, જલપ્રલય ખ્રી. પૂ. ૨૩૪૮ મે વર્ષે, અને હેલ્સના ગણ્યા પ્રમાણે, ૩૧૫૫ મે વર્ષે થયો.

તદ્દિં, ભાષા બદલાઈ, અને પછી લોક વેરાયા. વેરાવાનું વર્ષ, અશરના ગણ્યા પ્રમાણે, ખ્રીસ્તાવતારની પૂર્વે આશરે ૨૨૩૩મે વર્ષે, અને, હેલ્સના ગણ્યા પ્રમાણે, આશરે ૨૫૫૪મે વર્ષે હોય એવું દેખાય છે. ત્યારે લોકની કેટલીએક પૃથક પૃથક ટોળી મૂળ સ્વસ્થાન મૂકીને દૂર દૂર દેશોમાં પોતપોતાને વાસ્તે નવાં નવાં વતન કરવા નીકળી.

માનવોમાં જે પેહેલું રાજ્ય બંધાયું તે અસ્સુરીનું કહેવાય છે. તેનો આરંભ, હેલ્સના ગણ્યા પ્રમાણે, ખ્રી૰ પૂ૰ ૨૫૫૪મે વર્ષે, અથવા તેની પાસે કોઈ સમયે હતો. તેથી થોડાંજ વર્ષ પછી આફ્રિકાખંડના મિસર દેશમાં, મિસ્રી (ઈજીપ્ત) ના વિખ્યાત રાજ્યનો આરંભ થયો.

આ બે રાજ્યોની ભાષાઓમાં કંઈ ફેર હતો ખરો, તોપણ તેઓ એકજ વર્ગમાં આવે એવી હતી. ભાષાનો આ વર્ગ શેમીય કહેવાય છે,* એટલે શેમવંશીઓની ભાષા; પણ હામવંશીના ઘણા ખરા એજ વર્ગની કોઈ ભાષા બોલતા. આ વર્ગમાં ખાલદી, સુરીઆની, હેબ્રી, ફેનીકી, ઈથિઓપી, અરબી, ઈ૰, આશિઆની અને ઉત્તર આફ્રિકાની ભાષા છે. મહા પુરાતન કાળે આ લોકોમાં, મોટાં વિસ્તારેલાં રાજ્ય ચલાવવાની બુદ્ધિ, અક્ષરજ્ઞાન, કવિતા, ઉત્તમ ઈતિહાસ, ન્યાય, ઈત્યાદિના ગ્રંથો લખવાનો સ્થિર અભ્યાસ હતો; વળી શિલ્પવિદ્યા, ધનુર્વિદ્યા, નાવિકવિદ્યા, ઈત્યાદિ હતી; તેમના વેપારિયો કોઈ સ્થળમાર્ગે, અને કોઇ (વિશેષે કરીને ફેનીકિયો) જળમાર્ગે થઈને, દૂર દૂર દેશોમાં સ્વદેશી ઉપજ લેઈ જતા, અને ત્યાંથી વળતાં પરદેશી દ્રવ્ય પોતાને ઘેર લાવતા. એવા બધા વિષયો વિષે, કેટલાએક સૈકા સુધી, શેમીય ભાષા બોલનારી પ્રજાએ બીજી બધી પ્રજા કરતા ઉત્તમ બુદ્ધિ અને અધિક પરાક્રમ દેખાડ્યાં; પછીથી આવનારાના આગેવાન જેવા થઈને તેમને શીખવનારા હતા એવું દેખાય છે.

એમની એવી ચડતી કળાના દિવસમાં આર્ય ભાષા બોલનારી પ્રજાની અવસ્થા બહુજ ભિન્ન હતી. આર્ય કહેવાયલી ભાષાઓમાં, મુખ્યત્વે કરીને સંસ્કૃત, જંદ, ગ્રીક, લાટીન, ગોથીક, ઈત્યાદિ ભરતખંડની અને

* સૂક્ષ્મ રીતે જોતા, મિસરની ભાષા શેમીયભાષાઓમાં ગણાય નહિ, કેમકે કોઈ બીજી ભાષાની અનેક રૂઢિ તેમાં છે, તોપણ તેનું મૂળ શેમીયની સાથે મળતું દેખાય છે. શેમીય લોકોની સાથે મિસ્રીઓનો સંબંધ આરંભથી અંત સુધી બહુ હતો.

યુરોપની ભાષાઓ છે યુરોપના લોક યાફતવંશી છે. ઇગિનમાં જંદ ભાષા બોલનારામાં માદી કે માદાઈ લોક પણ યાફતવંશી હતા વળી અટકળથી ધારિયેછિયે, કે ભરતખંડના આર્યો પણ એજ વંશના હશે, માટે એમની ભાષાઓના વર્ગને યાફતી કરીને કહેવાને કોઈ ઇચ્છે છે

આર્યપ્રજા મૂળ સ્વસ્થાનથી બહુ છેટે અને બહુ વેરાતા દેશોમાં જઈ વસી. જાણે કે આ લોકે આખી પૃથ્વીને વસાવવાનું કામ પોતાને માથે રાખ્યાની પેઠે કરયુ; વળી બધી પૃથ્વીમાં જે સહુથી સારા દેશો છે, તેઓ પણ એમના ભાગમાં આવ્યા. જન્મસ્થળ મૂક્યા પછી એક હજાર વર્ષની માહે તેમના પગ યુરોપમાં ઠેરે ઠેર, અને આશીયામાં ફ્રાતતીગ્રીમના દુઆબથી, તે સિંધુ નદમાં મળનાર પંચનદના કાંઠા સુધી (કદાચ યમુના ગંગાતટ સુધી પણ) સ્થિર જેવા થયેલા દેખાય છે પણ આવા વિસ્તારેલા વતનમાં જઈ વસવાનું વસમુ કામ પાર પાડતા, તેમને, પહેલા, મોટા ભયંકર વનોમાં પેસવું પડ્યું વનપશુને મારી અને વનસ્પતિને કાહાડી, પોતાને કાજે વસ્તીનું સ્થળ અને ખેતરની ભૂમિ સિદ્ધ કરવાનું કામ પાર પાડતા, તેઓએ એવી આગ્રહતા દેખાડી, કે જાણે આ લોક, આગળ જતા સાક્ષાત વિવિધ જસ મેળવનારા થશે એવા દેખાયા. પણ, તેમનું કામ અજી અરણ્યમાં હતું તેટલામાં તેઓ ગણનાસી થઈ વિદ્યાકળાદિક કેળવણી વિષે, પુરાતન લોકનું શુ કહિયે, પણ પોતાના શેમવંશી અને હામવંશી ભાઈઓ કરતાં હીણા થયા.

ઇગિનદેશસ્થ આર્યો* માનવના મૂળસ્થાનની પાસે વસેના હતા, માટે બાબલનની કે અસ્સુરીઆની પ્રજાની સાથે, પેહલાથી પૂર્વ સભ્ય-પણાના ભાગીયા, અને પછી તેના વારસદાર અને ધણી થયા આશરે ખ્રી૦ પૂ૦ ૫૫૯ મે વર્ષે તેમનું રાજ્ય પ્રબળ થવા માડ્યુ તેઓમાં વિદ્યાકળાનો અભ્યાસ અને અક્ષરજ્ઞાન હતુ, એતો હેબ્રી અને ગ્રીકના ગ્રંથો ઉપરથી જાણિયે છિયે પણ તેમની આર્યભાષામાં લખેલા ઈતિહાસના, કે

* ઇરાન, પહેલા ઈલામી કહેવાતા તેઓ શેમવંશીમાં ગણાય છે, પણ તેઓ માદી, કે મેદી લોકોની સાથે સગાઈનો નિકટ સંબંધ રાખતા, માટે કાળાંતરે તેઓ એક જેવા થયા; ઈલામીમાં રાજબળ બહુ વેહલું પ્રગટ્યુ સહુથી જુના ઈતિહાસમાં, આશરે ખ્રી પૂ, ૨૦૦૦) વર્ષને સમયે, તેમનુ નામ ગાજે છે પણ પછી તેઓ અસ્સુરીના હસ્તગત થયા હતા.

કાવ્યના, કે વિદ્યાબોધના કોઈ ગ્રંથ, આજ સુધી એવા નહિ રહ્યા કે જેના ઉપર આપણે સાક્ષાત દેખાડી શકિયે કે તેમનો મનોયત્નનો પગફેર કે વિવેકનો દીપક કેવો હતો;–જંદ ભાષામાં જે લખેલું હતું તેમાથી બહુજ થોડું હાથ આવ્યું છે, અને એના પણ અર્થનો બંધ બેસાડવો કંઈ સુલભ કામ નથી.

પોતાના સ્વસ્થાને જઈ પોંહચતી વેળા, યુરોપના આર્યોમા અક્ષરજ્ઞાન ન હતું, પણ આ જ્ઞાન તેમને શેમીય ભાષા બોલનારાની પાસેથી પ્રાપ્ત થયુ. હામવંશી, ફેનીકી જાતિનો કાદમસ નામે એક પુરુષ, ગ્રીસમાં આવી રહેલો પ્રવાસી, અથવા ફેનીકીઓની ગમથી ઠરાવેલો અધિકારી, એણે ગ્રીક આર્યોને (ખ્રી૦ પૂ૦ ૧૪૯૩–૧૫૦૦) અક્ષરદાન આપ્યું એવું લખેલું છે. ગ્રીક અને લાટીન ભાષાના ઉચ્ચારના અગત્ય પ્રમાણે આ અક્ષરોમાં કંઈ વધઘટ થઈ. યુરોપમાં આજ સુધી ચાલનારા બધા અક્ષર તેજ મૂળથી આવ્યા છે. ગ્રીકોમાં પેહલા કેવા ગ્રંથ રચાયા, એ આપણે કહી શકતા નથી, પણ લખવા વાચવાનો અભ્યાસ ચાલ્યો એનો કંઈ સંશય નથી, કેમકે ખ્રી૦ પૂ૦ ૮૫૦ થી તે ૯૦૦ સુધી (કોઈ કહે છે તેથી પહેલા) હોમર નામે કરી મહા વિખ્યાત કવિએ, અત્યુત્કૃષ્ટ કાવ્યના એવા ગ્રંથ રચ્યા, કે આજ સુધી તે કવિઓના પ્રથમ વર્ગમાં ગણાય છે. ગ્રીકોમાં કવિતાનો અભ્યાસ પૂર્વે નહિ હોત તો તેનાથી એવું થાત નહિ.

ત્યાર પછી, ગ્રીક લોકમાં ઘણા ગ્રંથકર્ત્તા થયા. કાવ્યનો ખરો અભ્યાસ થયો, તેમજ ગદ્યમા સારા સારા અને મહા ઉપયોગના ગ્રંથો રસિકરીતિએ લખવાનો મનોયત્ન બહુ થયો. તત્વજ્ઞાન, તર્કવિદ્યા, વાગ્મિત્વ (મનોરંજક ભાષણ), ખરો ઈતિહાસ, ભૂગોળ ખગોળનો શોધ, અને ગણિત, એ બધા વિષે તેઓએ પોતાના મનોયત્નમાં એવો પરાક્રમ અને વિવેકની કૌશલ્યતા દેખાડ્યા, કે તેમના રચેલા ગ્રંથો, પેહલાં રોમાઓને, અને પછી યુરોપની બધી પ્રજાને, જોઈ શીખવા સારૂ દૃષ્ટાંતરૂપ થયા;–આજ સુધી તેમનાં પુસ્તકો વિદ્વાનોના હાથેથી બહુ ફેરવેલા છે. એટલુંજ નહિ, પણ આખા અમેરીકામાં, અને આ કાળમાં જ્યા જ્યા યુરોપના લોકની કળા, અને વિદ્યાશોધ, અને જ્ઞાન, ચાલે છે, ત્યાં ત્યા, અતિ પુરાતન દેખી ભાષાના ગ્રંથોનો શોધ, અને પછી થયલા ગ્રીક અને લાટીનમાં લખનારાનો

નમુનો, બળ કરે છે. આ લેખોનાં ભાષાંતરો યુરોપની બધી ભાષાઓમાં થયાં છે; અને તેથી, પ્રભુના આશીર્વાદની સાથે, લોકના વિવેકની શુદ્ધતા, અને જ્ઞાનની ઉત્કૃષ્ટતા, ચાલુ રહીને વધતી જાય છે.

ગ્રીકોમાં સભ્યપણાનો સૂર્યોદય થયો, આશરે તેજ વેળાએ, ભરતખંડમા, વિશેષે કરીને સરસ્વતી નદીને કાંઠે, આવી વસેલા આર્ય લોક રાજ્ય બંધનના સુધારામાં આવવા લાગ્યા. ખ્રી૦ પૂ૦ ૧૪૦૦ થી ૧૦૦૦ વર્ષ સુધી ઋગ્વેદનાં સૂકતો રચનારા ઋષિયો પોતાનો વિવેક દેખાડવા લાગ્યા. તે વેળા ભરત-ખંડી કવિયોમા અક્ષરજ્ઞાન ન હતું એવું ધાર્યામા આવે છે. સૂકતો રચવાની બુદ્ધિની સાથે સ્મરણબળ તેઓમા બહુ પ્રગટયું. વેદ મોહડે કેહેતા, અને તેમના શિષ્યો પાઠે કરતા; માટે વેદ શ્રુતિ કહેવાએ છે. આ પુરાતન અભ્યાસની અસર અજી બ્રાહ્મણોમા દેખાય છે,—પાઠે કરવાની શક્તિ બીજા કોઈ લોકમા તેમના જેવી નથી. વેદોમાં અક્ષરનું, લેખણનું, કે લખવા વાચવાની કોઈ સામગ્રીનું નામ મળતુ નથી; એ ઉપરથી નિશ્ચય થાય છે, કે તેમના રચનારામા અક્ષરજ્ઞાન નહતુ. પણ એ જ્ઞાન કહિંથી થયું એ પણ જણાતું નથી. પુરાતન અક્ષરોના આકાર ઉપર વિચાર કરીને જોતાં, નિશ્ચય જેવું થાય છે કે આશીયાની પશ્ચિમ બાજૂએ, શેમીય ભાષા બોલનારા લોકમાં જે અક્ષર ચાલતા, અથવા યાવની કે ગ્રીક લોકોમા જે લખાતા, તે ઉપ-રથી પુરાતન હિંદુને અક્ષરજ્ઞાન પ્રાપ્ત થયુ. જો તેણી ગમથી અક્ષરજ્ઞાન આવ્યુ, તો તેની સાથે બીજી કોઈ કળા, કદાચ જ્યોતિષાદિકનું જ્ઞાન, તેજ દિશાથી હિંદુસ્તાનમા આવ્યુ હોય. પણ પુરાતન હિંદુઓએ ઈતિહાસ લખવા ઉપર મન રાખ્યું નહિ દેખાય છેઃ એટલુ તો ખરૂં, કે કોઈ પુરાતન ઈતિહાસનો ગ્રંથ અજી કોઈ ને હાથ આવ્યો નહિ. પણ જો અહિંના આર્યાઓએ ઐતિ-હાસિકજ્ઞાન ઉપર પોતાનો ભાવ દેખાડયો નહિ, તો પણ, અક્ષરજ્ઞાન તેમને પ્રાપ્ત થયા પછી, લખવાનો અભ્યાસ કરવામા તેઓએ પોતાની રૂચિ બહુજ દેખાડી. મહાભારત, રામાયણઆદિક મહા મોટા મોટા ગ્રંથો, સ્મૃતિઆદિક નીતિનો સંગ્રહ, પુરાણોની અત્યંત કથા, એવા એવા ઘણા શ્રમની સાથે સાધેલા પુસ્તકો તેઓમા બહુજ પ્રગટ થયા. શિલ્પ, ધનુર, જ્યોતિષ, વૈદ્ય, સંગીત, ઇત્યાદિ શાસ્ત્ર તેઓમા ઘણા રચાયા. એવી બધી વાતોમા ભરતખંડી આર્યોની બુદ્ધિ ગમે તેવી મોટી હતી તે માનિયે, તો પણ પશ્ચિમ આશિયા અને યુરોપના વિદ્વાનોની સાથે તેમને સરખાવાય નહિ. પણ પોતાનું

આર્યપણું તેઓએ એક બીજી વાતમા ઉત્કૃષ્ટ રીતિએ દેખાડ્યું, એટલે ભાષા વિષેના શોધમાં, અને વિવેકયુક્ત વ્યાકરણ રચવામાં.

એવું કારણ શોધનાં એવું ભાસે છે, કે વૈદિક, એટલે સરસ્વતી તટના ઋષિઓની, ભાષા બહુ વેહલી વિકાસ પામવા લાગી. એ જોઈને તેને કંઈ અટકાવવાને અર્થે, વળી વેદનો ખરો અર્થ જણાવવાને અર્થે, વિવેકી પુરૂષો ભાષા વિષે કોઈ ટીકા, કે વાર્ત્તિક, લખવા લાગ્યા. એમ ભાષા વિષે વિચાર કરવાનો અભ્યાસ, અને એ વિચાર સ્પષ્ટ કરી લખવાની કળા, હિંદુઓમાં પ્રફુલ્લિત થયા પછી, વ્યાકરણ રચનારામાં પાણિનિ નામે વીર થયો. તેણે અષ્ટાધ્યાયી કરીને એક મહા ઉત્કૃષ્ટ ગ્રંથ પ્રગટ કર્યો. તેના ઉપર પછી કેટલાએક ટીકા લખનારા થયા. આશરે ૭૫૦ વર્ષ ઉપર ધંધુકાનો ગુજરાતી વાણિયો હેમચંદ્ર થયો; તેણે હૈમવ્યાકરણ કર્યું.

વેદ ભાષાનો વિકાર કેવો વેહલો અને કેટલો ઘણો થવા લાગ્યો, તે તો એ ઉપરથી દેખાય છે, કે જ્યારે શાક્ય મુનિ-બૌદ્ધ ધર્મનો પ્રથમ બોધક-પ્રગટ થયો ( ખ્રી૦ પૂ૦ ૫૪૩ ), ત્યારે લોકોના ઉપદેશને વાસ્તે માગધીઆદિક પ્રાકૃત ભાષાઓમા લોકોને ધર્મબોધ કરવો પડ્યો. વળી, સાંપ્રતકાળે, બંગાળાથી તે સિંધ સુધી, અને દક્ષિણથી તે કાશ્મીર સુધી, કેવી ભિન્ન ભિન્ન રૂપની ખરી, તો પણ એક મૂળ સ્પષ્ટ રીતિયે દેખાડનારી ભાષાઓ ચાલે છે, તે ઉપરથી અનુમાન કરી શકિયે છિયે.

પણ અહિં તો પૂછવું ઘટે, કે શું, આવા વહેલા અને વિભિન્ન વિકારનાં કોઈ કારણ દેખાય છે ? એ પ્રશ્નને બે પ્રકારના ઉત્તર સુઝે છે.

એક તો એવું, કે જ્યારે આર્યો આ દેશમાં આવ્યા ત્યારે તેઓ પોતાની સાથે મૂળ દેશની વિદ્યાનું થોડુંજ જ્ઞાન લાવ્યા, કદાચ અલ્પ સ્મરણ કરતાં કંઈ અધિક તેમની પાસે નહિ હોય. આ દેશ મોટો અને વિશાળ જોઈને તેઓ એક બીજાથી વેગળા. વિભેગના કારણથી તેમના બધાની ભાષા, વેદ રચાયા તેથી પહેલાં પણ, કંઈ ફરવા લાગી હશે. જેઓ સરસ્વતીને કાંઠે પેહલા વસ્યા, તેઓ પોતાના બીજા ભાઈઓ કરતાં વહેલા સુધરેલા અને કંઈ વિશેષ વિવેકી હશે. તેઓએ પોતાની ચાલતી ભાષામાં વેદ રચ્યો. હવે, બધી ભાષાનો સાધારણ નિયમ એ છે, કે કાળાંતરે ફરે; વિભેગ થયલા ભાઈઓમાં, કોઈ વેગા થોડાજ કાળમાં, અને

કોઈ વેળા અધિક કાળમા, ભાષા વિષે એવો ફેર પડે, કે જાણે સમૂળ ભિન્ન ભાષા બોલનારા લોક જેવા તેઓ દેખાય. એકજ જાતના લોક, કોઈ ગ્રામવાસી, કોઈ વનવાસી, કોઈ ખેડુત, કોઈ વેપારી, કોઈ પાહડી, કોઈ સમુદ્રકાંઠે રેહનારા, કોઈ જુની રીતિ રાખનારા, કોઈ નવી ચાલનું ગ્રહણ કરનારા, એવા થાય; તેઓની બહારની અવસ્થા ઉપરથી, તેમના વિવિધ ઉદ્યોગ ઉપરથી, તેમના ભિન્ન ભિન્ન સ્વભાવ ઉપરથી, ઘણા આશ્ચર્યકારક ફેરફાર કાળાંતરે પડે છે. હવે, જો આ દેશમા પેઠેલા આર્યલોક, બધાય એક સમયે અને એકજ ટોળીના જેવા થઈને આવ્યા હોય, તો ઉપરના સાધારણ કારણથી, તેઓ હિંદુસ્થાન જેવા વિસ્તારેલા અને પ્રાંત પ્રાંતમા વિભિન્ન પ્રકૃતિ દેખાડનાર દેશમાં, થોડીજ વાર પછી એક બીજાથી પૃથક પૃથક જેવા સેહેજે બની જાએ. આ એક ઉત્તર.

પણ એની સાથે એક બીજું ઉત્તર કોઈ મેળવે છે, એટલે કે, આ દેશમાં પેસતા પહેલા, ભાષા વિષે કોઈ વિકાર હિંદુઓના પૂર્વજોમા હશે. તેઓ બધા એકજ સમયે અને એક ટોળીના જેવા થઈને દેશમા પેઠા નહિ હોય, પણ દેશની બાહાર હતા એટલામાજ તેઓ એક બીજાથી પૃથક પડીને, ભિન્ન ભિન્ન માર્ગે, અને અનેક સમયોમા, અહિં આવી પોહચ્યા હશે. હવે, આપણે ઈતિહાસ રહિત છતા, ખચિત કહી નથી શકતા કે એવુંજ બન્યું, પણ જે ભિન્નતા ચાલતી પ્રાકૃતોમા દેખાય છે તે ઉપર વિચાર કરતા, આ અનુમાન ખરૂ હોય એવું દેખાય છે. તો પણ, અહિં સંભારવુ પડે છે, કે આ દેશમા પેસતા પેહેલાના વેળાણમા જે વિકાર થઈ શક્યો, તે પેઠા પછીના વેળાણમા પણ થઈ શકે. ફરી સંભારવુ, કે વેદાદિક ગ્રંથ રચનારાએ જે રચ્યુ તેજ આપણી પાસે છે; તે કાળની સાધારણ ભાષાના કોઈ શબ્દ કે કોઈ રૂપ વેદમા લીધા વિના રહ્યા હોય તો તેઓ પ્રાકૃતમા ચાલે ખરા, પણ તેમનું મૂળ પુરાતન ગ્રંથમા મળે નહિ.

વેદાદિક ગ્રંથના અર્થના ખુલાસાને અર્થે, અને ભાષાની રક્ષા કરવાને અર્થે, સંસ્કૃત ભાષાના વ્યાકરણો લખાયા એટલુંજ નહિ, પણ, બૌદ્ધ ધર્મનો ફેલાવ થવા લાગ્યો, ત્યાર પછી, પ્રાકૃત ભાષાના પણ વ્યાકરણો થયા. એમાનાં કેટલાએકને લખ્યાને આશરે બે હજાર વર્ષ થયા

હશે એવું અનુમાન થાય છે ગુજરાતી ભાષાના ઈતિહાસ જાણનારને તેમનો અભ્યાસ અગત્યનો છે, કેમકે તેમના ઘણાખરા નિયમ ગુજરાતીમાં આવે છે પેહલાથી તેમના નિયમ ગુજરાતીને નહિ મળતા જેવા દેખાય એટલે જો માગધીઆદિક પ્રાકૃતો રૂપથી જોવા લાગિયે તો, કેમકે માગધીના વિભાગથી ગુજરાતી થઈ નથી પણ ટૂંકું જોતાં મળશે હિમચંદ્ર ગુજરાતનો વાણિયો હતો, તેણે પોતાના વ્યાકરણના આઠમા ભાગમાં અપભ્રંશ કરીને જે ભાષાનું વર્ણન કર્યું છે તેમાં ગુજરાતીના મૂળને વત્તા મળતા નિયમો જણાવામાં આવે છે આ અપભ્રંશ કહેલી ભાષામાં કેટલાએક લખેલા ગ્રંથો જૈન લોકના હાથમાં છે જુના પુસ્તકભંડારોમાં સંતાડી રાખેલા ગ્રંથો પ્રગટ થાય તો આશા છે કે ગુજરાતી ભાષાનો ઈતિહાસ કાંઈ જાણવામાં આવશે

મને ભાસે છે કે પંજાબની વાડીથી અને સરસ્વતિના કાંઠા આગળથી સંસ્કૃત ભાષા જુદી જુદી દિશાએ ફેલાતી ગઈ આર્યોની એક ટોળી સિંધુ નદીને કાંઠે કાંઠે થઈ સિંધ સુધી આવી, અને ત્યાં ઈરાની ગામથી બીજા આર્યોની સાથે કંઈ મળી ગઈ હશે, —એક બીજી ટોળી ગંગાતટે જઈ બંગાળા સુધી અને ત્યાંથી ઉડિયા સુધી ગઈ દેખાય છે — એક ત્રીજી ટોળી વિંધ્યાચળ પર્વતની પાર જઈને મરાઠાની પૂર્વજ થઈ — એક ચોથી ટોળી અરવલ્લી પહાડોની કોરે કોરે થઈને મારવાડ ગુજરાત કચ્છ, અને કાઠિયાવાડમાં આવી વસી એ પ્રાંતોની ભાષા એક બીજાની સાથે મળતી જેવી છે અને ગુજરાતીનું શુદ્ધ જ્ઞાન પામવા ઈચ્છનારાને આ ત્રણ એટલે ગુજરાતી કચ્છી, અને મારવાડી વિષે કંઈ જ્ઞાન જોઈયે એમને હિમચંદ્રની અપભ્રંશ કહેવાયલી ભાષાની સાથે મેળવી જોયાથી, ગુજરાતી ભાષાના ઈતિહાસનો ખરો ખુલાસો જડે એવું દેખાય છે

કોઈ દેશી વિદ્વાનો એ શોધમાં ખરે ભાવે વળગે તો સારૂં વ્રજલાલ શાસ્ત્રીએ એના કામમાં પોતાનો હેતુ કુશળ રીતિએ ચલાવ્યો છે મારી આશા છે કે હજી તેમનાથી ભાષાના સુધારાને અર્થે ઘણા ગ્રંથ થશે તેમનો રચેલો નિબંધરૂપી ગુજરાતી ભાષાનો ઈતિહાસ આ શોધનો આરંભ જેવો થયો છે એ વિષે આ વ્યાકરણમાં મારે કંઈ વધારે કહેવાનું હતું પણ આ શાસ્ત્રીનો નિબંધ બહાર પડ્યો છે, માટે કહેવાને અગત્ય નથી એ ત્રણ પરચુરણ વાતો કહી ગ્રંથ પૂર્ણ કરિયે

સંસ્કૃતની સહુ દિકરીઓ, કુળવંતી કન્યાની પેઠે, એકેક, પોતાના ઘરની રીતિ પાળતાં, પોતાની માતાનું સ્મરણ કરતી રહીઓ; તેમના બધાના ઘરમાં સંસ્કૃતના અભ્યાસ કરનારને માન મળતું આવ્યું. વળી, સંસ્કૃત, ધનવંતી અને માયાળુ માતાની પેઠે, દિકરીઓમાં જે કંઈ ન્યૂનતા હોય તે પૂરી કરતી આવી છે. માટે એવું બન્યું છે, કે વિકાર પામેલા અપભ્રંશ શબ્દની સાથે, મૂળભાષાના ઘણા શબ્દ વિકાર વિના પહેલાંથીજ ચાલતા આવ્યા છે; એટલુંજ નહિ, પણ સંસ્કૃતના અખૂટ ભંડારમાંથી ખપ પ્રમાણે બીજા ઘણા શબ્દો લેવામા આવે છે.

**ગુજરાતીમાં પરભાષાનો ભેળ છે.** બધી ભાષામાં કંઈ કંઈ તો ભેળ હોય છે, એટલે, એવા શબ્દો, રૂપે, અને રૂઢિઓ, કે જે પરભાષાથી આવેલાં છે. ભેળના કારણ અનેક છે,–ભિન્ન ભિન્ન ભાષાના લોકોનો સહવાસ, તેમની વચ્ચે વ્યાપાર,એકના ઉપર બીજાનો રાજઅધિકાર,એક બીજાની પાસેથી વિદ્યા કળા અને ધર્મનો બોધ, એવા એક કે અનેક કારણથી બધી ભાષામાં કંઈ કંઈનો વિકાર થાય છે. એવો ભેળ કોઈ વેળા ગુણ, કોઈ વેળા અવગુણ કરે છે. સ્વભાષાના અને પરભાષાના શબ્દોમાં એટલો ફેર હોય છે, કે જે સ્વભાષાના છે તેઓ જથાવાળાના હોય છે; તેમના અર્થના વિવિધ વિસ્તારે, અને તેમનું ખરૂં ધોરણ, વેહલું અને શેહલું જાણવામાં આવે છે. પણ પરભાષાના શબ્દો, દેશમા સગા રહિત પરદેશી જેવા, જથા રહિત રહે છે. તેઓ એકલા રહિ પોતાનો અધિકાર ચલાવે છે, અને, ઘણું કરીને, કોઈ કાળ પછી પડી જાય છે. સ્વભાષાના શબ્દો વધારે વાર ટકે છે.

(૧) ધાર્યામાં આવે છે કે આર્યપ્રજા આ દેશમાં આવી તેથી પેહલાં કોઈ અનાર્ય લોકો આવ્યા હતા. દ્રાવિડમાં અનાર્ય ભાષા–કાનડી, તેલિંગી, તામલ, મલિઆલં, તુલુ અને સીલોનમાં સિંગલી, ચાલે છે. એ વર્ગની ભાષા મૂળદેશી કહેવાય છે. તેની કોઈ ભેળ ઉત્તર હિંદુસ્થાનના પ્રાકૃતોમા હોય એટલુંજ નહિ, સસ્કૃતમા પણ હોય, એવુ કોઈ લોક ધારે છે. પણ એનો પુરો શોધ હજી થયો નથી. ઈતિહાસ રહિત, અને જુના કોઈ પણ લેખકની કહેલી વાત રહિત, અટકળ ઉપરજ વાત રહે છે. મને તો દ્રાવિડીનો કંઈ ભેળ ગુજરાતીમા નિશ્ચય જણાતો નથી. જે દ્રાવિડી નહતી એવી કોઈ અનાર્ય ભાષા પુરાતનકાળે ભરતખંડમા ચાલતી કે નહિ, એ ઠરાવવાને કોઈએ હજી હાથ લીધુ નથી.

(૨) આશરે બે હજાર વર્ષ થયાં, શાક, કે શાકી, લોક આ દેશમાં આવ્યા હતા, અને તેઓએ કોઈ સત્તા ચલાવી હતી એવું દેખાય છે. તેમને મારી હઠાડ્યાથી વિક્રમ રાજાની કીર્તિ બહુ થઈ, અને તેમના મારવાના વર્ષથી વિક્રમ શક ચાલે છે. હવે, આ લોક ઘણા કે થોડા, તેમના આ દેશમાં રહ્યાનો કાળ લાંબો કે ટુંકો, એ નિશ્ચય જણાતું નથી. તેમને માર્યાથી દેશમાં શક ચાલ્યો, એ ઉપર અટકળ બાંધીયે, તો દેખાય કે તેમનું બળ કંઈ થોડું નહિ હોશે. તેમની ભાષા આર્ય કે અનાર્ય હતી એ પણ કહેવાતું નથી. તેમની ભાષાની અસર પ્રાકૃત ભાષામાં કંઈ રહી હોય; પણ નિશ્ચયથી કહેવાતું નથી.

(૩) આલેકસાંદર, માસિદનના રાજાએ આ દેશમાં ચડાઈ કીધી (ખ્રી૦ પૂ૦ ૩૨૭), તે વર્ષથી કેટલાએક સૈકા સુધી ગ્રીક લોકોની આવજા હતી, અને કદાચ, કોઈ વેળા સત્તા પણ ચાલી હશે. પણ ગ્રીક ભાષા અનાર્ય નથી, અને આ લોકોના કોઈ જથાએ આ દેશમાં રહિને, અને હિંદુમાં ભળી જઈને, પોતાની ભાષાની કંઈ અસર થાય એવું કર્યું, એ નથી જણાતું.

(૪) મુસલમાન આ દેશમાં આવ્યા અને પોતાની સત્તા ચલાવી તેથી પ્રાકૃત ભાષા ઉપર જે પરિણામ લાગ્યો, તે બધાને પ્રત્યક્ષ છે—અહિં સંશય ભરેલી અટકળ ચલાવવી નથી પડતી.

ગુજરાતીમા ફારસી અરબીની અસર અનેક દ્વારે થઈ. મુસલમાનના રાજ્યથી, અને અધિકારીઓની સાથે દીલ્લીની ગમથી આવેલા મુસલમાન સીપાઈઓથી; પછી દેશમા જે મુસલમાન થયા તેથી; વળી વોરા-આદિક વેપારી તથા રૈયતથી. એવાં એવાં દ્વારોથી ફારશી અને અરબી શબ્દો ગુજરાતીમા ઘણા આવ્યા. એમની સાથે પારસી લોક ગણાય; કેમકે, જો તેઓ ધર્મ વિષે મુસલમાનોના વિરોધી છે, તો પણ તેમની મૂળભાષા ફારસી હતી, માટે તેઓમાં જે ભાષા ચાલી તેની વળગણ મુસલમાનોની ભાષાની સાથે રહી. આ બેજથી ભાષામાં કોઈ શબ્દ વધ્યા ખરા, પણ મનના ઊંડા વિચારોની, અને વિવેકના વિવિધ વિસ્તાર કહી જણાવવાની નવી સામગ્રી આવી નહિ. એનું કારણ એ છે, કે આ દેશમાં આવેલા મુસલમાન હિંદુ કર્તા વિદ્વાન ન હતા, અને ઊંડા વિચાર ચલાવવાના અભ્યાસમાં

હિંદુ કર્તાં કાંઈ પોહચેલા ન હતા. ભિન્ન શબ્દોની સાથે, વિવેકના અને વિદ્યાના ભિન્ન વિચાર તેઓએ ચલાવ્યા હોત, તો ભાષામાં ગુણ કર્યો હોત.

૫) યુરોપના લોક આફ્રિકાને દક્ષિણ છેડે થઈને હિંદુસ્થાનમાં આવવા લાગ્યા, તે દિવસથી બધી દેશી ભાષાઓમાં તેમની કંઈ કંઈ અસર લાગી. ગુજરાતીમાં પોર્તુગીજના કેટલાએક શબ્દ ચાલે છે,—જેમકે-પાદરી, ગારદી, મેજ, તળેલા, ચાવી, પગાર, પોમ=રોટલી.

વિવિધ પ્રકારના ઈંગ્રેજી શબ્દ વપરાય છે; —રાજકારભારના—ગવર્નર, કલેક્ટર, જજ, પોલીસ, સુપ્રિન્ટેન્ડેન્ટ, ઇત્યાદિ; વિદ્યાખાતાના—બુક, સ્કૂલ, માસ્તર, મોનિટર, ફી, બેંચ, ક્લાસ, ઇત્યાદિ; રેલ્વેખાતાના—એંજીન, રેલ, કારજ, ટીકેટ, પાસેંજર, સ્લીપર (સલીપાટ), ઇત્યાદિ; પછી, વેપારના પદાર્થના ઘણા શબ્દ. પરદેશમાથી આવેલા પદાર્થનું તે દેશમાં તેનું જે નામ હોય, તેજ ઘણું કરીને બીજા દેશમા ચાલે છે.

ગુજરાતી પૂરી કે અધુરી, એ વિષે વિવાદ કોઈ વેળા સાંભળવામાં આવે છે કે, **यथा राजा तथा प्रजा. यथा गुरुस्तथा शिष्यः** એમજ કહેવાય છે કે, **यथा भाषकस्तथा भाषा;** જેવો બોલનાર તેવી બોલી. સામળભટાદિક કવિઓ, પોતાના મનના વિવિધ વિચાર બોલતાં, ગુજરાતી અધુરી છે એવું જાણીને અટક્યા એવું જણાતું નથી; પણ નવા જુના શબ્દની ગોઠવણીમાં પોતાનો વિવેક એવો પ્રકટાવ્યો કે તેમનું કહેલું ભાષામાં ચાલ્યું.

એક વિષયમા તો બધી ભાષા અધુરીઓ છે, માણસની ટુંકી સમજણમાં નહિ આવે એવી વાતો,—એટલે ઈશ્વર વિષે, કે અપારતા વિષે વાત કરિયે, તો બધી ભાષા અધુરીઓ છે. માણસની બુદ્ધિને આશ્રયે ભાષા ચાલે છે, માટે જ્યારે બુદ્ધિ ટુંકી પડે છે, ત્યારે ભાષા અધુરી હોય છે. ભાષાનો સાધારણ નિયમ એ છે, કે જેવા વિચાર મનમા છે, તેવા જીભે જણાવાય. લોકોના મનમા જેવા વિચાર ભરેલા છે, તેવાજ તેમની ભાષામાં બોલાય છે. જો લોક વિવેકી તો તેમની વાચા વિવેક ભરેલી; જો લોક મૂઢ, તો વાચા તેમના જેવીજ. ઈંગ્રેજીમા કેહવત છે કે, **મૂઢ સુથાર** વાંસલા વિંધણાનો વાક કાહાડે ભાષાનો દોશ ઠરાવનાર કોઈ વેળા એવા હોય છે.

જે ગુજરાતી લોકોના હાથમા ઈંગ્રેજી ભાષાનુ અને તેની સાથે ઈંગ્રેજી વિદ્યાનુ કંઈ આવ્યુ છે, તેમને ગુજરાતી ભાષા અધૂરી જેવી લાગતી હોય, કેમકે ઈંગ્રેજીમાથી ભાષાતર કરવુ કઠણ છે એમા વાક ભાષાનો નહિ, પણ લોકોનો છે નવો શબ્દ, નવો વિષય, ભાષાનું કંઈ નવુ વલણ વાપરિયે, તો વિવેકથી સમજી લેવાનો અભ્યાસ લોકોમા નથી, માટે લખનાર અટકે છે, કેમકે બેહેરાની આગળ ગાતા કયા ગંધર્વની છની ચાલે વારુ? અને જ્યા લગી લોક સારુ નરસુ, નવુ જૂનુ, પરખી મુલ્ય કરી નથી શકતા, ત્યા લગી લખનારનો વિવેક કેમ પ્રફુલ્લિત થાય?

પણ અહિં, લેખક ભાઈઓને પણ એક બે વાતો કહેવી જોઈયે. વાચક શ્રોતાજન ગમે તેવા યોગ્ય હોય, લખેલુ અયોગ્ય તો મનરંજન નહિ સભા ગમે તેવી યોગ્ય પણ ગાનાર ખરો ગંધર્વ નહિ, તો કોણ સુણે? વીણા સાથે લેઈને જે બેસે, તે તારના રાગ સાથે કંઠ ન લાવે, તો સાભળનાર, કાનથી પરખી નહિ શકે તો પણ કાન કેમ વખાણે? વીણા સારી હોય, કંઠમા દોષ ન હોય, તોપણ એક રાગે બેહુ મળ્યા નહિ તો ગાયન બગડ્યુ

એમ, ઈંગ્રેજીમાથી કેટલાએક ભાષાતર કરે છે, પણ તેમા કાંઈ રસ દેખાતો નથી થોડા દિવસ થયા, એક ઈંગ્રેજી ઉત્કૃષ્ટ કવિની કંઈ વાતો કોઈએ ગુજરાતીમા ઉતારેલી, મારા એક મિત્રે, ઈંગ્રેજી નહિ જાણનાર ગુજરાતી કવિએ, વાચી વાચ્યા પછી તેણે કહ્યુ કે, "એમા ધુળ્ય પણ રસ નથી" એમ ધારીનાર થાય ભાષાતર કરનારમા ઘણુ જોઈએ,— મૂળનો અર્થ જાણીને જણાવવો, એથી આધક—હા, મૂળનો રસ જાણીને સમજવો, એથી પણ અધિક જોઈએ,—મૂળ વિષે જાણીતા થઈને સમજવા કરતા એ અતિ ઉત્તમ વસ્તુ, એ તે—મૂળના અર્થના રસનો અનુભવ હૃદયમા રમી વ્યાપી જવો, એ જોઈયે જ્યાર મૂળના કર્તાની ચાતુરતા ઉતારનારના મનમા અવતાર પામે, અને બેહુના હૈયાનો અનુભવ જાણે એક રાગમા આવે, ત્યારેજ મૂળનો રસ ભાષાતરમા ઉતરે જે જન સ્વભાવમા કવિ છે, તેજ પરભાષિય કવિનુ ઉતારી શકે જે પોતે મનોરંજક વક્તા, તેજ પોતાના પરભાષિય ભાઈનુ કહી મનરંજન કરે, બીજા મથે તો મથે પણ તેમનું મથન બહુ માટીની સાથે માથાકૂટ

એનો સારાશ એ છે, કે ભાષાતર કર્તાને કેવળ બે ભાષાનું જ્ઞાન

જોઈએ એટલુંજ નહિ, પણ બેહુ ભાષાના રસ વિષે સમાન અનુભવ જોઈએ; અનુભવનો વિકરાળ ભાર તરાજવાના એક ચેલીયામાં વધે, તો બીજું ચેલિયું તત્કાળ હલકું દેખાય.

ઈંગ્રેજીમાંથી ભાષાંતર કરનારામાંના કોઈ એવું ધારતા દેખાય છે, કે અમે તો માના દૂધની સાથે ગુજરાતી ભાષાનું જ્ઞાન ધાવ્યા, અને ઇંગ્રેજી શીખ્યા છિયે, માટે સાક્ષાત દ્વિભાષી બની ગયા. પણ, મારા ભાઈ ધીરજ ખમો; પરભાષાના સંપાદનના શ્રમ કરતાં, સ્વભાષામાં પ્રવીણતા મેળવવાનો આયાસ અધિક છે. સામળાદિક ગુજરાતી કવિઓના ગ્રંથમાં જુઓ; તુકે તુકે અભ્યાસના પ્રમાણ દેખાય છે. પશુની બુદ્ધિ વધતી નથી, પણ માણસની અભ્યાસે કરી વધે છે. ભાષા કે બીજું કાંઈ પણ આપણું હોય, તેમાં આપણે મનોયત્નથી પરિશ્રમ કરવો; ત્યારેજ તે દીપે. ઢોરમાં બુદ્ધિ અણઘડ છે, એવી આપણી હોય એવું કરિયે, તો આપણમાં જે પ્રગટે તે ઢોરના જેવી જ દેખાય. કુંભાર માર્ગનો કચરો ચાકડે ચઢાવી તત્કાળ કમાવવાની આશા રાખતો નથી. માટીની ખાણ ખોળી કહાડે, જોઈ જોઈને ખોદે, કચરે, પલાળે, ગદડે, ફેરવે એક રસમાં બધું લાવે, ચાકડે ચઢાવે, ટીપી ટાપીને ઘડે; ઘાટ ઉતાર્યો, પણ વાસણ કામનું બન્યું નથી; અગ્નિનો તાપ ખમે ત્યારેજ ઘડો બને; તેથી પહેલા, કાચી માટી તે માટી જ. તાત્પર્ય એ છે, જોઈએ તે મનોયત્ન કર્યા પૂર્વે, ગુજરાતી કાચી દેખાય, પણ પછી ખરી પાકી જણાશે. યત્નકારી અધુરો તો તેની ભાષા પણ અધુરી; પણ જો વાપરનારના યત્ન સંપૂર્ણ, તો ગુજરાતી પણ સંપૂર્ણ, હા- સંણગારેલી પણ દેખાય. ગુજરાતી,–આર્યકુલની,–સંસ્કૃતની દીકરી,–ઘણી ઉત્કૃષ્ટ ભાષાઓની સગી! તેને કોણ કદી અધમ કહે ?

પ્રભુ એને આશીર્વાદ દેજો. જુગના અંત લગી એની વાણીમાં સત વિદ્યા, સદ્જ્ઞાન, સદ્ધર્મનો સુબોધ હોજો. અને પ્રભુ–કર્ત્તા, ત્રાતા, શોધક, એનું વખાણ સદા સુણાવજો.

# ગુજરાતી ભાષા*

**ગુજરાતી ભાષા વિષે**—(ડૉ. જી. આર. ગ્રીઅર્સનના 'હિંદુસ્તાનની ભાષાના સમાલોચન' ( Linguistic Survey of India ) પરથી—

ગુજરાતની દેશી ભાષા તે 'ગુજરાતી', અને એ નામ ઉપરથી જ જે પ્રદેશમાં એ ભાષા બોલાય છે તેની મર્યાદાનો બરોબર ખ્યાલ આવે છે. એ ગુજરાત પ્રાન્તમાં તેમજ કાઠિયાવાડ દ્વીપકલ્પમાં બોલાય છે; વળી કચ્છની એ દરબારી અને વેપારી ભાષા છે, તેમ જ સિંધમાં પણ થોડાક પ્રદેશ સુધી એ ભાષાનો પ્રવેશ થયો છે. 'ગુજરાત' શબ્દ 'ગુર્જરત્રા' (પ્રા૦ 'ગુજ્જરત્તા') ઉપરથી આવ્યો છે. એનો અર્થ ગુર્જરે રક્ષણ કરેલો પ્રદેશ થાય છે. મહી નદીના ઉત્તર પ્રદેશનોજ પ્રાચીન ગુજરાતમાં સમાવેશ થતો હતો. અર્થાત્, એમાં ખેડા, અમદાવાદ, મહીકાંઠા, પાલણપુર અને કડી પ્રાન્તનો સમાવેશ થતો એ દેશનું એ નામ અણહિલવાડમાં ચાવડા લોકોનું રાજ્ય હતું તે સમયમાં, એટલે ઈ૦ સ૦ ૭૨૦ થી ૯૫૬ સુધીમાં, પડયું. મહીના દક્ષિણ પ્રદેશને સંસ્કૃત લેખકો 'લાટ' દેશ કહેતા. એ 'લાટ' દેશને 'ગુજરાત' નામ મુસલમાન રાજ્યના દર્મિયાનમાં આપવામાં આવ્યું એમ લાગે છે.×

ગુર્જર લોકો અન્ય લોકોની પેઠે હિંદુસ્તાનમાં વાયવ્ય કોણ તરફથી આવ્યા અને ધીમે ધીમે ખાનદેશ અને ગુજરાત સુધી ફેલાઈ ગયા ( ઈ૦ સ૦ ૪૦૦-૬૦૦ ). પંજાબ અને સંયુક્તપ્રાન્તના ગૂજર લોકોમાં દક્ષિણ અને પૂર્વના ગૂજર લોક કરતાં મૂળ દેશનાં લક્ષણ વિશેષ

* ગુજરાતી શાળાપત્ર-ઑક્ટોબર ૧૯૦૯ અંક-૧૦

× ઈ૦ સ૦ ૮૮૮ ના રાષ્ટ્રકૂટ શિલાલેખમાં તાપી નદી પર સુરત પાસેના વરીઆવ ગામ સુધી 'કોકણ' નામ આપ્યું છે; તેથી મહીની દક્ષિણના 'લાટ' દેશને 'ગુજરાત' નામ મુસલમાન રાજ્યમાં લાગુ પાડેલું જણાય છે. એ દક્ષિણ પ્રદેશને 'ગુજરાત' નામ લાગુ પડવું હજી પણ અપૂર્ણ છે; કેમકે સુરતના હિંદુ અને મુસલમાન લોકો પાટણ કે અમદાવાદ જાય છે ત્યારે **ગુજરાત** જઈએ છિયે એમ કહે છે અને વડનગરા નાગર બ્રાહ્મણોમાં જેઓ અમદાવાદી છે તેઓ સુરતી તડને 'કુકણા' કહે છે. 'બોમ્બે ગેઝેટીઅર' પુ૦ ૫ પૃ૦ ૨.

મેધરી રખાયલા જણાય છે. પંજાબના ગૂજરો જાટ લોક કરતા વધારે ખુબસુરત છે, તોપણ ભાષા, વેશ અને ધધામા તેઓ તેમને એટલા બધા મળતા આવે છે કે એ બને જાતો હિંદુસ્તાનમા એકજ સમયે દાખલ થયલી જણાય છે. તેમની હાલની વસ્તી ઉપરથી એમ જણાય છે કે જાટ લોકો કરતા ગુજર લોકો વધારે પૂર્વ અને દક્ષિણ તરફ ફેલાયા. ગૂજર લોકો અસલ પજાબ અને સંયુક્તપ્રાંતોમા સિંધુથી મથુરા સુધી વસ્યા. અહિં તેઓ હજી પણ બીજા લોકો કરતા ભાષા અને વેશમા જુદા પડે છે. મથુરાથી ગૂજર લોકો પૂર્વ રજપુતાનામા ગયેલા જણાય છે અને ત્યાથી મોટા અને મંડાસરને માર્ગે માળવામા ગયા માળવામા તેમના મૂળ લક્ષણોમા ઘણો ફેરફાર થયો છે, તોપણ આપણા પૂર્વજો દોઆબ-માથી, એટલે ગંગાયમુનાના સંગમપ્રદેશમાથી, આવ્યા છે એમ તેઓ હજી પણ યાદ કરે છે. માળવામા ભિલસા અને સહરાનપુર સુધી પૂર્વમા તેઓ ફેલાયા. માળવામાથી તેઓ દક્ષિણ તરફ ખાનદેશમા અને પશ્ચિમ તરફ **ગુજરાત** પ્રાતમા ગયા **ગુજરાતમાં** તેઓ ઘણું કરીને રતલામ–દોહદને માર્ગે દાખલ થયા. બીજી તરફ ગૂજરો ઉત્તર દિશામા ફેલાયા, અને પંજાબની ઉત્તરે હિમાલયમા અને કાશ્મીરની ટેકરીઓ પર હાલ ભટકતા જણાય છે. જ્યા ગૂજર લોકો બાકીની વસ્તી સાથે એકત્ર થઈ તેમા લીન થઈ ગયા નથી, જેમકે પંજાબના મેદાનમા ( અહીં 'ગુજરાત' અને 'ગુજરાનવાલા' એ બે જિલ્લાના નામ એ લોક પરથી પડ્યા છે ), ત્યા તેઓ પૂર્વ 'ગજસ્થાની' અને ગુજરાતી સાથે નિકટ સબધ ધરાવતી, એકજ ભાષાની કોઈક પ્રાતિક બોલી બોલે છે એ એક જાણવા જેવી બાબત છે. સ્વાટના ગૂજરોની ભાષાનુ વ્યાકરણ જયપુરના રજપુતોના વ્યાકરણને ઘણું મળતુ આવે છે.

ગુજરાતના મધ્યે પ્રદેશની ફળદ્રુપતાને લીધે, અને સાબરમતી, મહી, નર્મદા અને તાપીના જળથી પરિતૃપ્ત અને આઢચતમ થયલા પ્રદેશની અને સૌરાષ્ટ્રની રમણીયતાને લીધે છેક પ્રાચીન સમયથી વિજય મેળવવાના હેતુથી તેમજ વસવાના હેતુથી પરદેશથી નાસી આવનારાઓ અહિં આવ્યા હતા.

દરીઆમાર્ગે ઘણુ કરીને નીચેના લોકો ગુજરાતમા આવ્યા:—

પૌરાણિક યાદવો, ( ઇ સ. ની પૂર્વે, પ્રાચીન સમયમા ), યવનો

ગ્રીક, બેક્ટ્રિઅન, પાર્થિઅન અને સિથિઅન લોકો-(ઈ. સ. પૂ. ૩૦૦ થી ૧૦૦). નાસી આવેલા પારસીઓ અને તેની પૂઠ પકડનારા આરબો (ઈ.સ. ૬૦૦-૮૦૦). સંગનીઅન ચાંચીઆનાં ટોળા (ઈ. સ. ૯૦૦-૧૨૦૦), ખુલગુખાને ઈરાનને બેરાન કર્યું ત્યારે ત્યાંથી નાસી આવેલા પારસીઓ અને નવાયત મુસલમાનો (ઇ.સ. ૧૨૫૦-૧૩૦૦), પોર્ટુગીઝ અને તેના પ્રતિસ્પર્ધી તુર્ક લોકો (ઇ.સ. ૧૫૦૦-૧૬૦૦), આરબો અને ઈરાની અખાતના ચાંચીઆ લોકો (ઈ.સ. ૧૬૦૦-૧૭૦૦), આફ્રિકાના, આરબ, ઈરાની અને મકરાણી, ભાગ્યશાળી યોદ્ધાઓ (ઈ.સ. ૧૫૦૦-૧૮૦૦), આર્મીનિઆ, ડચ અને ફ્રેંચ વ્યાપારીઓ (ઈ. સ. ૧૬૦૦-૧૭૫૦), અને અંગ્રેજો (ઈ. સ. ૧૭૫૦ અને પછીથી.)

જમીનમાર્ગે આવેલા લોકો—ઉત્તર તરફથી સિથિઅન અને હૂણ લોકો (ઇ.સ. પૂ. ૨૦૦-૫૦૦); ગુર્જર લોકો (ઇ. સ. ૪૦૦-૬૦૦), પ્રથમના જાડેજા અને કાઠી લોકો (હાલ કાઠિયાવાડના) (ઇ. સ. ૭૫૦-૯૦૦); અફઘાન, તુર્ક, મુગલ અને બીજા ઉત્તરના મુસલમાનોનાં ટોળે-ટોળા ઉત્તરોત્તર આવ્યાં (ઈ. સ. ૧૦૦૦-૧૫૦૦), અને પાછળના જાડેજા અને કાઠી લોકો (ઈ. સ. ૧૩૦૦-૧૫૦૦).

ઈશાન તરફથી, અતિપ્રાચીન આર્યનો અને તેમના વંશજો છેક અર્વાચીન સમય સુધી ઉત્તરના બ્રાહ્મણોને અહિં વસવા મોકલતા ગયા (ઈ. સ. ૧૧૦૦-૧૨૦૦); અને તેરમા સૈકાથી તુર્ક, અફઘાન, અને મુગલ મુસલમાનો આવીને વસ્યા છે.

પૂર્વ તરફથી મૌર્ય લોકો (ઇ.સ. પૂ. ૩૦૦), અર્ધા સિથિઅન ક્ષત્રપો (ઇ.સ. પૂ. ૧૦૦-૩૦૦), ગુપ્ત લોકો (ઇ.સ.-૩૨૦), ગુર્જર લોકો (ઇ.સ. ૪૦૦-૬૦૦), મુગલ લોકો (ઇ.સ. ૧૫૩૦), મરાઠા (ઇ.સ. ૧૬૬૦-૧૭૬૦) અને અંગ્રેજ લોકો (ઇ.સ. ૧૭૮૦ અને પછી) આવ્યા.

ગુજરાતની વસ્તીમાં કેવા જુદા જુદા અંશો રહેલા છે તે આથી સમજાશે.

**ગુજરાતી ભાષાનો પ્રદેશ**—ઉત્તર તરફ ગુજરાતી ભાષા પાલણપુર રાજ્યની લગભગ ઉત્તર સીમા લગણુ ફેલાયલી છે. એ સીમાની પેલી તરફ સિરોહી અને મારવાડ છે, ત્યા મારવાડી ભાષા બોલાય છે. સિંધમાં પણ ગુજરાતી ઘુસી છે. ત્યાં તે થર અને પારકર જિલ્લાના દક્ષિણ કિનારા પાસે બોલાતી માલમ પડે છે; અહિં પણ ઉત્તર પ્રદેશમાં

એક જાતની મારવાડી બોલી બોલાય છે. પશ્ચિમ તરફ કચ્છનું રણ તેની સીમા છે અને દક્ષિણે અરબી સમુદ્ર છે. કચ્છમાં તે દેશી ભાષા તરીકે વપરાતી નથી, પણ રાજ્યીય ભાષા તેમજ સાહિત્યની ભાષા તરીકે વપરાય છે. પણ કાઠિયાવાડના દ્વિપકલ્પમાં સર્વત્ર ગુજરાતી ભાષા ચાલે છે. દક્ષિણમાં તે સુરત જિલ્લાની દક્ષિણ હદ સુધી ફેલાયલી છે; અહિં તેની પાસેની હદમાં દમણની મરાઠી બોલાય છે. એ દક્ષિણ સીમાની બંને બાજુના પ્રદેશમાં બે ભાષા–ગુજરાતી અને મરાઠી–બોલાય છે. બંને પ્રજાઓનું (ગુજરાતી અને મરાઠીનું) સંમીલન થયું છે અને દરેક પ્રજા પોતાની ભાષા જાળવી રાખે છે. પૂર્વ તરફની સીમા એવી રીતે જાય છે કે તેમાં ધરમપુરના રાજ્યનો સમાવેશ થાય છે અને ત્યાર પછી ગુજરાત પ્રાંતની પૂર્વ સીમા બનાવનારા જે ડુંગરો આવેલા છે તેની તળેટીની હારમાં ઉત્તર તરફ, એટલે છેક પાલણપુરની પૂર્વ સીમાને મળે છે ત્યાંસુધી, ચાલી જાય છે. અહિં એ ડુંગરો આરાવલી પર્વતમાળા તરીકે પ્રસિદ્ધ છે ને તે ઉત્તર તરફ અજમેર સુધી ફેલાયલા છે ને મારવાડથી મેવાડને જુદો પાડે છે અને તે પ્રદેશોમાં સર્વત્ર ભીલ લોકોની ટોળીઓ વસેલી છે. એ ભીલ લોકો એ ડુંગરોની તળેટીના પ્રદેશોમાં પણ વસ્યા છે; અને એ બધા ભીલી બોલી બોલે છે, તેમાં પ્રાન્તિક ભેદ હોય છે. ભીલ લોકોની વસ્તીની પેલી તરફ પૂર્વમાં પૂર્વ અને દક્ષિણ રજપુતાના આવેલા છે અને ત્યાંની પ્રાન્તિક બોલીઓ જયપુરી અને માળવી છે. જયપુરી અને માળવી એ બંને ગુજરાતી સાથે ગાઢો સંબંધ ધરાવે છે અને ભીલ બોલીઓને એ બે સાંકળોની વચ્ચેના આંકડા જેવી ગણી શકાય.

ગુજરાતી ભાષા બોલનારની સંખ્યા આ ભાષાસમાલોચન માટેની ગણત્રીથી નીચે પ્રમાણે છેઃ—

| જિલ્લા, રાજ્ય, કે સંસ્થાનું નામ. | ગણત્રી કરેલા ગુજરાતી બોલનારની સંખ્યા. |
|---|---|
| અમદાવાદ | ૮,૪૦,૦૦૦ |
| મહીકાંઠા | ૫,૪૧,૫૦૦ |
| પાલણપુર | ૬,૦૬,૦૦૦ |
| કચ્છ | ૨,૦૫,૫૦૦ |
| કાઠિયાવાડ | ૨૫,૭,૦૦૦ |

| | |
|---|---|
| ખંભાત | ૮૨,૭૦૦ |
| ખેડા | ૮,૪૦,૦૦૦ |
| પંચમહાલ | ૧,૮૮,૦૦૦ |
| રેવાકાંઠા | ૫,૬૫,૦૦૦ |
| ભરૂચ | ૨,૯૦,૦૦૦ |
| સુરત | ૫,૦૨,૦૦૦ |
| વડોદરા | ૨૦,૨૫,૭૫૯ |
| સુરત એજન્સિ (દેશી સંસ્થાન) | ૫૬,૦૦૦ |
| એકંદર | ૯૩,૧૨,૪૫૯ |

હિંદુસ્તાનના લગભગ દરેક પ્રાન્ત અને રાજ્યમાં વ્યાપારાદિકારણને અર્થે વસેલા ગુજરાતી લોકો ગુજરાતી ભાષા બોલે છે. પારસી લોકોએ એ ભાષાને દેશીભાષા તરીકે સ્વીકારી છે. એ લોકો સાહસિક વ્યાપારી છે અને ગુજરાતની બહારના ઘણાખરા ગુજરાતી બોલનારા એ જાતના છે. વળી મદ્રાસમાં રેશમ વણનારાઓની મોટી સંખ્યા ગુજરાતમાંથી ઘણા સૈકા થયાં વસી છે; અને તેમાંના ઘણાખરા હજી પોતાના મૂળ વતનની ભાષા બોલવાનું જારી રાખે છે. આ નીચે હિંદુસ્તાનના પ્રાંતો ને રાજ્યોમાં વસેલા ગુજરાતી બોલનારા ગુજરાતીની સંખ્યા આપેલી છે. એ સંખ્યા બહુધા ઇ. સ. ૧૮૯૧ ના વસ્તીપત્રકમાંથી લીધેલી છે; પણ કાશ્મીર, રજપુતાના અને મધ્યહિંદમાં વસ્તીપત્રકમાં ભાષા સંબંધી હકીકત ન હોવાથી ત્યાંના આંકડા અડસટ્ટે કાઢેલા છેઃ—

| હિંદુસ્તાનનો પ્રાન્ત, રાજ્ય કે સંસ્થાન. | ગુજરાતી ભાષા બોલનારાની સંખ્યા. |
|---|---|
| અજમેર-મેરવાડા | ૧,૪૮૩ |
| આસામ | ૨૬ |
| બંગાળા | ૧,૭૧૩ |
| વિહાર | ૨૦,૯૫૪ |
| મુંબઈ (ગુજરાતી દેશી ભાષા તરીકે બોલાય છે તે પ્રદેશને બાતલ કરતાં) | ૧૧,૪૨,૬૧૧ |

| | |
|---|---|
| બ્રહ્મદેશ | ૭૬૧ |
| મધ્યદેશ | ૧૭,૦૫૦ |
| કુર્ગ | ૧૨૬ |
| મદ્રાસ | ૮૨,૫૯૪ |
| પંજાબ | ૧,૪૫૭ |
| સંયુક્તપ્રાન્ત | ૫,૦૭૯ |
| કવેટા | ૨૪૦ |
| અંડામાન | ૩૬૪ |
| હૈદ્રાબાદનું રાજ્ય | ૨૬,૯૯૪ |
| મહીસુરનું રાજ્ય | ૨૧,૧૮૨ |
| કાશ્મીરનું રાજ્ય | ૩૦ |
| રજપુત સંસ્થાન મધ્યહિંદુસ્થાન | ૨૭,૩૧૩ |
| એકંદર | ૧૩,૩૦,૯૭૭ |

આમાં વળી મુંબઈ અને બિહારની કેટલીક ભટકતી ટોળીઓ ગુજરાતી ભાષા બોલે છે તે ઉમેરવી જોઈએ:—

| | |
|---|---|
| કાકરી | ૧૨૨ |
| તારીમુકી કે ઘીસાડી | ૧,૬૬૯ |
| | ૧,૭૯૧ |

આ રીતે ગુજરાતી ભાષા બોલનારાઓની સંખ્યા નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| સ્વદેશમાં ગુજરાતી ભાષા બોલનારા. | ૯૩,૧૩,૪૫૯ |
| ગુજરાત બહાર, હિંદુસ્તાનના જુદા ભાગોમાં ગુજરાતી ભાષા બોલનારા | ૧૩,૩૦,૯૭૭ |
| ભટકતી ટોળી ( એ ભાષા બોલનારી ) | ૧,૭૯૧ |
| એકંદર | ૧,૦૬,૪૬,૨૨૭ |

ઇ. સ. ૧૯૦૧ ના વસતીપત્રક પ્રમાણે ગુજરાતી ભાષા બોલનારની કુલ સંખ્યા ૯૧,૬૫,૮૩૧ હતી

ડૉ. ગ્રીઅર્સન લખે છે કે ગુજરાતી ભાષામા પ્રાન્તિક ભેદ માત્ર શિષ્ટ અને અશિષ્ટ વર્ગના બોલવામાં જ છે. અર્થાત્, શિષ્ટ વર્ગની ભાષામાં

પ્રાન્તિક ભેદ છેજ નહિ. આ લખાણ સંપૂર્ણ રીતે વાસ્તવિક નથી; કારણ કે શિષ્ટ વર્ગની ભાષામાં પણ પ્રાન્તપરત્વે ભેદ છે. 'આંખ્ય', 'રાખ્ય', 'ઊઠ્ય' વગેરે બધા ભાગમા બોલાતું નથી, અને ચરોતરમાં કે ક્વચિત્ અમદાવાદમા કદાચ ચરોતરની અસરથી જ્યાં એ શબ્દો બોલાય છે ત્યાં આમ લખાય છે તેમ ઉચ્ચારાતા નથી. યકાર અન્ત્ય વર્ણની પૂર્વે બોલાતો હોય તેમ સંભળાય છે. વળી લિંગપરત્વે પણ ઘણો પ્રાન્તિક ભેદ છે. 'તપાસ', 'ખરચ', 'ચાહ', 'ઓળખાણ' વગેરે અમદાવાદમાં અનુક્રમે પુ૦, ન૦ પુ૦ સ્ત્રી૦ વગેરેમાં વપરાય છે; પણ સુરત ભરૂચમાં સ્ત્રી૦, પુ૦, સ્ત્રી૦, ન૦ વગેરેમાં વપરાય છે. 'છોડી', 'મેલ', 'નાખું', 'છેવાડું', 'વેરે', 'સવડ', 'અડવું', વગેરે શબ્દો સુરતભરૂચમા શિષ્ટ લોકો વાપરતા નથી, તેમને એ શબ્દો ગ્રામ્ય લાગે છે. 'ઓ' નો પહોળો ઉચ્ચાર સુરત ભરૂચમાં નથી, અન્ય સ્થળે છે. 'ચ' અને બીજા કેટલાક અક્ષરના બે ઉચ્ચાર સુરત--ભરૂચમાં નથી, અન્ય સ્થળે કેટલાક કહે છે કે છે. આ ઉપરથી જણાશે કે ડૉ. ગ્રીઅર્સને પ્રાન્તિક ભેદ સંબંધીજે ખબર મેળવી છે તે પ્રમાણભૂત નથી.

અશિષ્ટ વર્ગના બોલવામાં ડૉ. ગ્રીઅર્સન નીચે પ્રમાણે ફેરફાર આપે છે. તે કહે છે કે સામાન્ય રીતે એ ભેદમાં એકજ નિયમ જોવામા આવે છે; તોપણ એ ભેદ દક્ષિણ ગુજરાતમાં બહુ ખુલ્લો જણાતો નથી, પણ જેમ જેમ ઉત્તર તરફ જઈએ છિયે તેમ તેમ વધારે ખુલ્લો જણાઈ આવે છે.

(૧) કેટલાક શબ્દો ટુંકા કરી નાખવા; બહુધા ક્રિયાપદના રૂપો.
(૨) 'ઈ' નો ઉચ્ચાર 'એ'.
(૩) 'ક' અને 'ખ' નો 'ચ' અને 'છ' તરીકે.
(૪) 'ચ' અને 'છ' નો 'સ'.
(૫) 'સ' નો 'હ'.
(૬) 'હ' નો લોપ.
(૭) દન્ત્ય વ્યંજનને બદલે મૂર્ધન્ય અને મૂર્ધન્યને બદલે દંન્ત્ય.
(૮) 'ડ' અને 'ળ' ને બદલે 'ર'.
(૯) વ્યંજનો બેવડવા.
(૧૦) 'આ' નો ઉચ્ચાર 'ઑ' (પહોળો 'ઓ' જેવો).
(૧૧) 'ર' નો 'ડ'.
(૧૨) 'હ' નો 'સ'.

આના દાખલા અત્રે ડૉ. ગ્રીઅર્સને આપ્યા નથી; પણ પ્રાન્તિક ભાષાના નમુના આપ્યા છે તેમાંથી તેમજ અન્ય રીતે તારવીએ તો નીચે પ્રમાણે તારવી શકાયઃ—

(૧) સવડ, અડવું, વચાર, કરશ, લખશ, ઊઠા (ઊઠીશ); જવા, (જઇશ).

(૨) લેમડો, પેપળો, હેંડવું, મેહું, શેંગો.

(૩) ચેટલાક, ચેટલો, દિયરો; ચીધું, છેતર, નાંછવું, ભુછ. લઈજ્યા (લઈ ગયા), પજે (પગે), માજ્યા (માગ્યા).

(૪) સોકરા, પસે.

(૫) હારૂ, માણહ, હામર્થું, હરખું, હમજવું, વરહ.

(૬) કયું, દારા (દહાડા), કઉં (કહું).

(૭) ટંગી, જાફટ, સુક, બદ્ધા, તેદી, ડાણો, ઘનો, એકથું, ઉદાળી દીઢું (કે 'ડીઢું'), કારન, પન (પણ).

(૮) 'મરવાનો' (મળવાનો), આગર (આગળ), 'થોરા દારા' (થોડા દહાડા).

(૯) મોદ્દો, નાલ્લો, ડિદ્દો (દીઠો), નોક્કર.

(૧૦) નોના, તોણ, નોંખ્યો, વોણીઓ.

(૧૧) માડા (મારા), ઘડમાં (ઘરમાં).

(૧૨) મોસન.

કલકત્તા સંસ્કૃત કૉલેજના પુસ્તકાલયમાં સંસ્કૃત હસ્તલિખિત પુસ્તકો છે તેની યાદી સરકાર તરફથી બહાર પડે છે. ઇ. સ. ૧૯૦૯ મા પ્રસિદ્ધ થયલા નં. ૨૬ ના 'કેટલોગ' (યાદી)મા જૈન ગ્રંથોની સૂચી છે; તેમાંની કેટલીક હકીકત જાણવા જેવી છે. હાલમાં રા. રા. મનસુખલાલ રવજીભાઈ મહેતા, 'રામચંદ્ર જૈન કાવ્યમાળા' પ્રસિદ્ધ કરે છે, તેમજ વર્તમાનપત્રોમાં ગુજરાતી ભાષાના બંધારણમાં જૈનોની મુખ્ય સહાયતા છે, ગુજરાતી ભાષાનો જન્મ જૈનથી થયો છે, જૂનામા જૂના ઉત્તમ ગુજરાતી જૈનોની છે. તથા 'ગૌતમરાસો' નરસિંહ મહેતાના કાવ્યોથી પણ જૂનો છે વગેરે કેટલાંક લખાણો આવે છે. આ પ્રસંગે કેટલોક ઉલ્લેખ આ યાદીમાં આપવાથી આવી ભાષા શોધ કરનારાને યોગ્ય માર્ગ શો છે તે જોવામાં મદદ પડશે એવી આશા છે.

'કલ્પસૂત્ર ટીકા'—આ ગ્રન્થનું હસ્તલિખિત પુસ્તક ટનકત્તાના પુસ્તભંડારમાં છે. તેની સાલ સંવત્ ૧૮૪૩ છે અર્થાત્ આસરે ૧૨૫ વર્ષ જૂનું પુસ્તક છે. એ ટીકા ભાષામાં છે. તે ભાષા કઈ તે વિચારવા લાયક છે. થોડાક ઉતારો નીચે આપ્યો છે—

'अथ कल्पसूत्रनी टीका लिख्यते। तेण कालेण तेणं समपण। तिणे कालें तिणें समये ने विषइ श्रमण भगवंत श्रीमहावीरने पांच कल्याणक उत्तराफाल्गुनी नक्षत्रइ थया। ते किम्। उत्तराफाल्गुनी नक्षत्र श्रीमहावीरने च्यवनकल्याणक थया। उत्तराफाल्गुनी नक्षत्र गर्भापहार थयु। उत्तराफाल्गुनी नक्षत्रें श्रीमहावीरनु जन्मकल्याणक थयो। उत्तराफाल्गुनी नक्षत्र दीक्षाकल्याण थयु। आगार कहीइ घरयकी अणागारकहीइ साधु थया। उत्तराफाल्गुनी नक्षत्रे श्रीपरमेश्वरणे अनन्त कहीइ। जेहनों पार न पामीयइ। तेहथी अणुत्तर कहता। जेहथी आगले बीजु काइ न मिले। ते माटे सर्वोत्तम।

ગુજરાતી ભાષા જયપુર અને માળવા સાથે ગાઢો સંબંધ ધરાવે છે પરન્તુ 'નો', 'ની' અને 'નું' એ છઠ્ઠી વિભક્તિના પ્રત્યયો તથા 'થી', 'થકી' એ પાંચમી વિભક્તિના પ્રત્યયો 'જયપુરી' કે 'માળવી'માં નથી, ગુજરાતીમાં જ છે. છઠ્ઠી, ચોથી ને પાંચમીના પ્રત્યયો ડૉ. ગ્રીઅર્સન રાજસ્થાની, વ્રજ, બુન્દેલી ને ગુજરાતી ભાષામાં નીચે પ્રમાણે આપે છે—

| વ્રજ | બુંદેલી | ગુજરાતી | રાજસ્થાની | | | |
|---|---|---|---|---|---|---|
| | | | મેવાડી | માળવી<br>રો, રા, રી | જયપુરી | મારવાડી |
| ષષ્ઠી—કૌ, કે, કી, | કૌ, કે, કી | નો, ના, ની | કો, કા, કી | કો, કા, કી | કો, કા, કી | રો, રા, રી |
| ચતુર્થી—કો | કો | ને | નૈ, | ને, કે | નૈ, કૈ | નૈ |
| પંચમી—સૌં, તે | સૌં, સે | થી, | સૈ, તૈ | ઉ, સે, સૂ | સૂં, સૈં | સૂં, ઊ |

આ ઉપરથી જણાશે કે 'થી', 'નો', 'ના', 'ની' એ પાંચમી અને છઠ્ઠીના પ્રત્યયો ગુજરાતીમાં જ છે. આમ વિચારતાં ઉપલું વર્ણન ગુજરાતી ભાષાનું લાગે ને તેને કેટલાક પ્રાચીન ગુજરાતી કહે, પણ એ લખાણ તો ૧૨૫ વર્ષ પરનું જ છે, અને તે વખતની કઈ આવી ભાષા હોય નહિ

એમા કહ્યોઈં જેવાં કેટલાક પ્રાચીન રૂપો છે; તેમજ **'નો'**, **'ની'**, **'નુ'** પ્રત્યયાન્ત, **'થી'** પ્રત્યયાન્ત અને **'થકી'** એવા અર્વાચીન રૂપો છે આમ કોઈ પુસ્તક પ્રાચીન ગુજરાતીમા છે કે કઈ ભાષામા તે નક્કી કરવું સહેલુ નથી. એ ભાષામા જયપુરી અને માળવી કે અન્ય રાજસ્થાની ભાષાનું મિશ્રણ હોય એ પણ જોવાનું છે.

ઈ. સ. ના **૧૨**મા સૈકામાં થઈ ગયલા હેમચદ્રે પોતાના 'શબ્દાનુશાસન' ના ૮મા અધ્યાયમા પ્રાકૃત ભાષાનું વ્યાકરણ આપ્યુ છે, તેમાં 'અપભ્રંશ' ના નિયમો આપ્યા છે. એ અપભ્રશ ઉપરથી હાલની ગુજરાતી ભાષા ઊતરી આવી છે. શિષ્ટ અપભ્રંશને જૂના વખતમા 'નાગર અપભ્રંશ' કહેતા અને એ 'નાગર અપભ્રશ'જ ગુજરાતી ભાષાનું મૂળ છે. કેટલાક વિદ્વાનોનુ એવું માનવુ છે કે એ નાગર જ્ઞાતિના નામ પરથી બાલબોધ લિપિનું 'નાગરી' લિપિ એ નામ પડ્યુ છે. 'નાગર અપભ્રંશ' એ નામ પણ નાગર જ્ઞાતિના નામ પરથી જ પડ્યુ હશે એવો સંભવ છે. વિદ્યાના વિષયમા નાગર જ્ઞાતિ ગુજરાતમા સર્વ જ્ઞાતિઓમા પરાપૂર્વથી અગ્રેસર છે. હેમચન્દ્ર જાતે ઉત્તર ગુજરાતમા રહેતા અને જે અપભ્રંશ ભાષાના એમણે નિયમો અને દાખલા આપ્યા છે તે ભાષા એમના સમયમા મૃત હશે, તો પણ તે સમયમા બોલાતી ભાષાનું પ્રાચીન સ્વરૂપ છે એ નક્કી છે

અણહિલવાડ પાટણની વિદ્યાનો કંઈ હેમચદ્ર સાથે નાશ થયો નહિ. એના મરણ પછી લગભગ બસે વર્ષે લખાયલો એક પ્રાચીન ગ્રન્થ માલમ પડે છે, તે જૂની ગુજરાતી ભાષામા લખેલો માની શકાય. એ ગ્રન્થ તે 'મુગ્ધાવબોધ મૌક્તિક' છે. એ વ્યાકરણનો ગ્રન્થ છે સંસ્કૃત વ્યાકરણના 'વાક્યવિન્યાસ' વિષે ગુજરાતીમા લખેલો એ લેખ છે એ ગ્રન્થ ઈ. સ. ૧૩૯૪ મા લખાયો છે ને એનો ગ્રન્થકાર દેવસુન્દરનો શિષ્ય હતો. એ લેખ હકીકત માટે નહિ, પણ ભાષાબોધ માટે ઉપયોગી છે, કેમકે હેમચન્દ્ર (ઈ. સ. ૧૧૫૦) અને નરસિંહ મહેતા (ઈ સ. ૧૪૫૦) એ બેના સમયની વચ્ચે ગુજરાતી ભાષાની સ્થિતિ કેવી હતી તે એથી જણાય છે. આ રીતે હાલની ગુજરાતી ભાષા કેવી રીતે ઉત્પન્ન થઈ તે જાણવાના અવિચ્છિન્ન સાધનો મળી આવે છે. સંસ્કૃત–પ્રાકૃત–અપભ્રશ–ગુજરાતી આ ક્રમે હાલની ગુજરાતી ભાષાનું બંધારણ થયુ છે

હેમચંદ્રે વર્ણવેલી નાગર અપભ્રંશ ભાષા મધ્યમાં આવેલા, ગંગા યમુનાના વચલા પ્રદેશમાંની પ્રાકૃત-શૌરસેની સાથે નિકટ સંબંધ ધરાવે છે.

મુખ્ય સ્વરૂપમાં ગુજરાતી ભાષા પશ્ચિમની હિંદી સાથે ને તેથી પણ વિશેષ રાજસ્થાની ભાષા સાથે મળતી આવે છે. મધ્ય સમયમાં ગુજરાત એ રજપુતાનાનો માત્ર એક ભાગ હતો. હાલ એ રજપુતાનાથી જુદો છે; કારણ કે એ ધણોખરો બ્રિટિશ હકુમત નીચે છે અને રજપુતાનામાં દેશી રાજ્ય છે. ક્રિયાપદનાં અને નામનાં રૂપાખ્યાનમાં ગુજરાતી ભાષા પશ્ચિમ હિંદી સાથે મળતી આવે છે. એમાં માત્ર એકજ અપવાદ છે. તે એ કે નામની છઠ્ઠી અને ચોથી વિભક્તિની બાબતમાં એ પશ્ચિમ રાજસ્થાની સાથે મળતી આવે છે.

પંજાબી, ગુજરાતી, અને રાજસ્થાની એ ભાષાઓ અને બીજી ભાષાઓ વચ્ચે એક ફેર એ છે કે આગલીમાં શબ્દનાં રૂપો પ્રત્યયોને બદલે સહાયક શબ્દો ઉમેરવાથી થાય છે અને પાછલીમાં પ્રત્યયો ઉમેરવાથી થાય છે. જેમકે હિંદુસ્તાનીમાં (જેનો આગલીમાં સમાવેશ થાય છે). 'ઘોડે–કા' (ઘોડાનો) અને 'ઘોડે–કો' (ઘોડાને) ઓળખાય છે. એમાં 'કા' અને 'કો' એ સહાયક-શબ્દો 'ઘોડે' (મૂળ 'ઘોડા') ને ઉમેરાયા છે: પણ બંગાલીમાં (જેનો પાછલીમાં સમાવેશ થાય છે) 'ઘોડાર' (ઘોડાનો) અને 'ઘોડારે' છે. આમાં 'ર' ને 'રે' એ બે પ્રત્યયો છે ને તે 'ઘોડા' ને લગાડેલા છે. 'ઘોડાર' અને 'ઘોડારે' એ બંનેમાં પ્રત્યય ભેગો થઈ એક આખો સાદો શબ્દ બને છે અને એનો ઉચ્ચાર પણ એક શબ્દ જેવો થાય છે; પણ ' ઘોડે–કા ' અને ' ઘોડે–કો ' તો સમસ્ત શબ્દ જેવા છે; દરેકમાં બે શબ્દ છે.

આનું કારણ એ છે કે ભાષાના બંધારણમાં પ્રથમ મૂળ શબ્દોમાં જુદા શબ્દ ઉમેરી શબ્દોનાં રૂપો થાય છે ને જેમ જેમ ભાષાનો વિકાસ થતો જાય છે તેમ તેમ શબ્દોનાં રૂપો પ્રત્યયથી થાય છે; અર્થાત્ બે શબ્દોનો બનેલો શબ્દ એક જ શબ્દ હોય એમ થાય છે. આ ઉદાહરણથી સારી રીતે સમજાવી શકાશે; પણ તેમ કરતાં પહેલાં પ્રાકૃત ભાષાનો અપભ્રંશનો એક સંધિનિયમ આપવાની જરૂર છે.

'**कगचजतदपयवां प्रायो लोपः** । २ । २. એવું 'પ્રાકૃતપ્રકાશ'–નું સૂત્ર છે. **कगचजतदपयवां प्रायो लुक्** [હેમ० ૮।૧।૭૭], સ્વરથી પર, અનાદિ અને અસંયુક્ત એવા क्, ग्, च्, ज्, त्, द्, प्, य् ને

ष्, નો પ્રાયઃ લોપ થાય છે. અર્થાત્, કેટલાક વ્યંજનો, જેમાં क् ને त् છે, જ્યારે શબ્દની મધ્યમાં અને બે સ્વરની વચ્ચે આવે ત્યારે તેનો લોપ થાય છે, પણ શબ્દની આદિમાં હોય તો તેનો લોપ થતો નથી; જેમકે चलति નું चलइ થાય છે; પણ कामस्य तत्त એમાં तत्त નો આદિ त् લોપાતો નથી; કેમકે અસંયુક્ત છે તોપણ પદનો આદિ છે. આ પ્રમાણે જ્યારે क्, त्, આદિ વ્યંજનનો લોપ થાય ત્યારે તે વ્યંજનો પદના આદિમાં નથી એ સ્પષ્ટ છે.

હવે ત્રણ જૂના શબ્દો જે પછીના પ્રત્યયો થયા છે તેનો વિચાર કરીએ. એ ત્રણ શબ્દો किअअ, कर, ने करऊ અને तणऊ છે. હિંદુસ્તાની 'ઘોડે–કા' એ 'ઘોડે–કિઅઅ' એ અપભ્રંશ રૂપ ઉપરથી વ્યુત્પન્ન થયો છે. અહિં 'કિઅઅ' નો 'કા' થતા 'ક્' નો લોપ થયો નથી; તેથી ઉપલા નિયમ પ્રમાણે એમ સમજાય છે કે 'ક્' એ જુદા શબ્દનો આદિ વર્ણ છે અને એ શબ્દ 'ઘોડે' સાથે એક થયો નથી અને 'કા' એ અન્ય શબ્દ જ લાગેલો છે, પ્રત્યય નથી.

એથી ઉલટું બંગાળી ' ઘોડાર ' એ ' ઘોડઅ—કર ' પરથી ' ઘોડઅ–અર ' થઈ વ્યુત્પન્ન થયો છે. અહિં ' કર ' નો આદિ ' ક્ ' લુપ્ત થયો છે. એ ઉપરથી સમજાય છે કે 'ક્' પદનો આદિ વર્ણ ન હતો પણ વચમાં છે. ' કર ' એ આ પ્રમાણે જુદો શબ્દ ન હતો, પણ 'શબ્દનો અવયવ જ હતો, તેથી ' ઘોડ્અકર ' માં વચ્ચે આડી લીટી નથી; માટે "ર" એ પ્રત્યય છે, જુદો શબ્દ નથી; બંગાળી વૈયાકરણો ' ઘોડાર ' ને એક શબ્દ તરીકે લખે છે તે બરોબર છે.

પશ્ચિમ રાજસ્થાનીમાં ' ઘોડારો ' ( ઘોડાનો ) છે તે બંગાળી ' ઘોડાર 'ના જેવું જ રૂપ છે. એને સાધારણ રીતે ' ઘોડા —રો' લખે છે તે ખોટું છે. એ ' ઘોડઅ–કરઉ ' પરથી વ્યુત્પન્ન થયો છે, અને 'ક્' નો લોપ થયો તેથી એમ જણાય છે કે ' ઘોડઅકરઉ ' અને 'ઘોડારો' એ દરેક એક શબ્દ છે, બેનો બનેલો નથી. તેટલા માટે ' રો' એ પ્રત્યય છે, ઉમેરેલો શબ્દ નથી.

હવે ગુજરાતી રૂપ ' ઘોડાનો ' લઈ એ. એ ' ઘોડઅ–તણઉ ' નું 'ઘોડઅ —અણઉ ' થઈ વ્યુત્પન્ન થયો છે. અહિં પણ ' ત્ ' ના લોપથી એમ સમજાય છે કે ' તણઉ ' એ જુદો શબ્દ જતો રહી પ્રત્યય ગણાયો છે.

તેટલા માટે ' ઘોડાનો ' એ એક શબ્દ છે, બેનો બન્યો નથી. ' રો ' ની પેઠે 'નો' પણ પ્રત્યય જ છે.

અર્થાત્ વ્યંજનનો લોપ પદના આદિમાં થતો નથી, તેથી જે રૂપોમાં લોપ થયો છે તેમાં મૂળ શબ્દોને લગાડેલા એ પ્રત્યયો જ છે, ને શબ્દ એક જ છે, એ સંયુક્ત થઈ બન્યો નથી; પણ જે રૂપોમાં લોપ થતો નથી તેમાં મૂળ શબ્દોને લગાડેલા એ બીજા શબ્દો છે ને આખા શબ્દ બે શબ્દો સંયુક્ત થયા છે.

ચતુર્થીના પ્રત્યયની બાબત ષષ્ઠીના પ્રત્યય જેવીજ છે; કેમકે એ બધી ભાષાઓમાં—પંજાબી, ગુજરાતી ને રાજસ્થાનીમાં–ચતુર્થીનો પ્રત્યય ષષ્ઠીના પ્રત્યયને સપ્તમીનો પ્રત્યય લગાડવાથી થાય છે. ' કો ' એ 'કા' ની સપ્તમી ' રે ' એ 'ર' કે ' રો ' ની સપ્તમી છે, અને ' ને ' એ ' નો ' ની સપ્તમી છે.

આ ઉપરથી સમજાશે કે હિંદુસ્તાની ભાષામાં ષષ્ઠી અને ચતુર્થી નવા શબ્દ ઉમેરવાથી થાય છે; પણ ગુજરાતી અને પશ્ચિમ રાજસ્થાની તેમજ પંજાબીમાં ( તેમાં ' કિડા ' નું રૂપ ' ડા ' છે ) ષષ્ઠી અને ચતુર્થી પ્રત્યયો લગાડવાથી થાય છે.

સ્વરોના ઉચ્ચારમાં ગુજરાતીમાં કેટલાંક ખાસ લક્ષણ છે. સ્વરની પછી સંયુક્ત વ્યંજન હોય તો તેમાંનો એક લોપાઈ પૂર્વ સ્વર દીર્ઘ થાય છે. જેમકે હિંદમાં ' मक्खन ' ને ગુજરાતીમાં ' માખણ ' છે. વળી 'मारिस्सड ' નું ' મારીશ ' થાય છે.

અરબી અને ફારસી ભાષામાં જે શબ્દમાં ' અ ' ની પછી ' હ ' આવે છે તે શબ્દો ગુજરાતીમાં વપરાય છે ત્યારે તેમાં ' અ ' નો 'એ' થાય છે; પણ હિંદુસ્તાનીમાં ' અ ' રહે છે. જેમકે હિંદુસ્તાની ' सह्र ' નું ગુજરાતીમાં ' શેહેર ' છે.

સિંધી ને રાજસ્થાનીની પેઠે ગુજરાતીમાં ' એ ' નો ' ઓ ' છે, ત્યારે હિંદુસ્તાનીમા 'ઐ' નો 'ઔ' છે; જેમકે હિંદુસ્તાનીમાં 'बैठा,' ગુજરાતી 'બેઠો,' હિંદુસ્તાનીમા 'लौंडी' ગુજરાતી 'લોડી.'

ઘણા શબ્દોમાં હિંદુસ્તાનીમાં 'ઈ' છે ત્યા ગુજરાતીમાં 'અ' છે; જેમકે હિંદુસ્તાની 'बिगाड़ना,' ગુજરાતી 'બગડવું;' હિંદુસ્તાની 'लिखना' ગુજરાતી 'લખવું;' હિંદુસ્તાની मिलना,' ગુજરાતી 'મળવું'; હિંદુસ્તાની 'अधिक,' ગુજરાતી 'અદકુ'

વળી હિંદુસ્તાનીમા 'उ' હોય છે ત્યા કોઈ કોઈ સ્થળે ગુજરાતીમા 'અ' હોય છે. જેમકે હિંદુસ્તાની 'तुम,' ગુજરાતી 'તમે' (મેવાટી (રાજસ્થાની) तम, ); હિંદુસ્તાની 'मानुस,' ગુજરાતી 'માણસ,' હિંદુસ્તાની 'हुआ' ગુજરાતી 'હતો.' ગુજરાતીમા મભાષણમા 'હુતો' પણ વપરાય છે.

વ્યંજનના સબધમા રાજસ્થાની, પંજાબી, સિંધી અને મરાઠીની પેઠે ગુજરાતીમા પણ ઘણા શબ્દોમા મૂર્ધન્ય વ્યંજનો છે. 'ણ' અને 'ળ' હિંદુસ્તાનીમા નથી નિયમ એવો જણાય છે કે અપભ્રંશમા 'ન' અને 'લ' પરથી ગુજરાતીમા 'ન' ને 'લ' થાય છે, પણ અપભ્રંશમા 'ન' ને 'લ' શબ્દની વચમા હોય છે તેનું ગુજરાતીમા 'ણ' ને 'ળ' થાય છે; જેમકે અપભ્રંશ 'સોન્નાઉં,' ગુજરાતી 'સોનુ' અપભ્રંશ 'ઘણઉં,' ગુજરાતી 'ઘણુ' અપભ્રંશ 'ચલ્લઇ,' ગુજરાતી 'ચાલે,' અપભ્રંશ 'ચલઇ', ગુજરાતી 'ચળે' ઉપર નિયમ આપ્યો છે કે પ્રાકૃતમા સંયુક્ત વ્યંજન હોય તો ગુજરાતીમા એક લોપાઈ પૂર્વ સ્વર દીર્ઘ થાય છે આ ઉપરથી દન્ત્ય વ્યંજનો શબ્દની વચ્ચે હોય છે ત્યારે તેની પૂર્વનો સ્વર બહુધા દીર્ઘ હોય છે.

ડૉ. ગ્રીઅર્સને વ્યંજનોના પ્રાન્તિક ભેદ નીચે પ્રમાણે આપ્યા છે.

દન્ત્યને બદલે મૂર્ધન્ય ને મૂર્ધન્યને બદલે દન્ત્ય — ડ, ઢ, ને ળ સ્થાને ર. 'મારે' (મારે), 'દીથો' (દીઠો), 'થોરા' કે ડોડા' (થોડા), 'સોરૂ' (સોઢુ), 'તેને' (તેણે), 'મરવુ' (મળવુ), 'ડાહડો' (દહાડો), 'ટુ' (તુ), 'દીઢો' કે 'ડીઢો' (દીધો). વાયવ્ય સીમાની પિશાચ ભાષાઓની પેઠે દન્ત્યને મૂર્ધન્ય પરસ્પર બદલાય છે.

'ચ' ને 'છ' ને બદલે 'સ'. 'પાસ' (પાચ), 'ઉસો' (ઉચો), 'સારવુ' (ચારવુ), 'સોર' (છોડ), 'પુસ્યો', (પૂછ્યો)

'જ, ને 'ઝ' નો 'ઝ' જેવો ઉચ્ચાર 'ઝાડ' (ઝાડ). ચરોતરમા મહીના કિનારાના પ્રદેશમા 'સ' ને 'ઝ' નો ઉચ્ચાર 'ત્સ', 'દ્ઝ' જેવો, અર્થાત્ દન્ત્યતાલવ્ય થાય છે. એ ઉચ્ચાર મરાઠીને મળતો આવે છે 'ચરોતર' માના 'ચ' નો પણ એવોજ 'ત્સ' ઉચ્ચાર થાય છે

'ચ' ને 'છ' નો 'સ' થાય છે 'ક', 'ખ', ને 'ગ' ની પહેલા કે પછી 'ઈ', 'એ', કે 'ય' આવે તો ઘણે કરીને અનુક્રમે 'ચ', 'છ', ને 'જ' થાય છે. ઉત્તર ગુજરાતમા આ પ્રમાણે થાય છે, જેમકે 'દીચરો' (દીકરો), 'છેતર' (ખેતર), 'લાજ્યો' (લાગ્યો), 'પજે' (પગે),. ઉત્તર કોક-

ણુની મરાઠીમાં પણ આવોજ ફેરફાર થાય છે. પાછા એ 'ચ' ને 'છ' ના ઉપર દર્શાવેલા ફેરફાર પ્રમાણે 'સ' પણ થાય છે, 'નાંખ્યા' નું 'નાંછ્યા' ને પછી 'નાસ્યા' થાય છે.

હિંદુસ્તાનીમાં 'વ' નો 'બ' થાય છે; ગુજરાતમાં એમનો એમ રહે છે; જેમકે હિંદુસ્તાનીમા '**बनिआ**', ગુજરાતી 'વાણીઓ'; હિંદુસ્તાનીમાં '**बिना**' ગુજરાતી 'વિના'; હિંદુસ્તાનીમાં '**बर्बत**', ગુજરાતી 'પર્વત'.

બોલવાની ભાષામા ગુજરાતીમાં કેટલેક સ્થળે 'સ' ને 'શ' નો ઉચ્ચાર 'હ' જેવો થાય છે અને એ ઉત્તરમાં નિયમ થઈ ગયો છે. પશ્ચિમ રાજસ્થાનીમા એમ જ છે. 'માણુહ' (માણસ), 'હો' (સો), 'હૂરજ', 'દેહ' (દેશ), 'હમજાયો' (સમજાવ્યો). કાઠિયાવાડમા 'આદિ' 'સ' ના ઉચ્ચારમાં ઉષ્મ 'હ'કારનું મિશ્રણ થાય છે. 'ક' ને 'ખ' ની વચ્ચે જેવો સંબંધ છે તેવો 'સ' ને કાઠિયાવાડી 'સ્હ' વચ્ચે સંબંધ છે.

એથી ઉલટું, મુખ્યત્વે ઉત્તરમાં જ 'હ' નો લોપ પણ થાય છે. 'ઉતો' (હુતો, હતો) 'ઉં' (હું), 'આથી' (હાથી), 'કઉં' (કહું).

આ નિયમ મહાપ્રાણ વ્યંજનોમા પણ થતો જેવામાં આવે છે; તેથી ઉત્તરમા નીચેના ઉચ્ચારો છેઃ—

'એકતું' (એકઠું), 'હાતે' કે 'હાતી' (હાથે), 'અદકુ' (આધકું).

સુરત અને ભરૂચ જીલ્લાઓમાં વ્યંજનો બેવડાવવામાં આવે છે. શબ્દના આરંભમા વ્યંજનો પણ દ્વિભાવ કરવા તરફ વૃત્તિ છે 'દ્દિઠો' (દીઠો) 'ન્નોકર' (નોકર), 'અમ્મે' (અમે), 'નાહ્લો' (નાનો), 'મ્મારો' (મારો), 'નાહ્લો' મા થયુ છે તેમ 'ન' નો 'લ' કરવા તરફ પણ વૃત્તિ છે. એ વૃત્તિ આખા ગુજરાતમા સામાન્ય છે, પણ સુરત ભરૂચમાં વિશેષ દેખાય છે. એજ જિલ્લાઓમા 'ય' ની પહેલા વ્યંજન હોય તો તે વ્યંજનની પૂર્વે 'ઈ' હોય તેના જેવો ઉચ્ચાર થાય છે. 'માર્યો' નો ઉચ્ચાર 'માઈર્યો' 'આવ્યો', 'લાવ્યો' નો ઉચ્ચાર 'આઈવ્યો', 'લાઈવ્યો' જેવો પણ કેટલાક કરે છે.

વળી એકજ શબ્દમા વ્યંજનો ઉલટાસુલટા કરવાના દાખલા પણ ગુજરાતીમાં મળી આવે છે. 'ટીપવું', 'પીટવું'; 'ખગવીસ', 'ખવારીશ', 'દેતવા', 'દિવતા'. છેલ્લા બે દાખલા ગ્રીઘામાના છે એમ ડૅા. ગ્રીઅર્સન કહે

છે. પણ અમદાવાદમા પણ 'દેતવા' શબ્દ સંભળાય છે. આ બધા અશિષ્ટ વર્ગના જ ઉચ્ચારો છે, પણ ભાષામા કેવા ફેરફાર થાય છે તે દર્શાવે છે, માટે અહિં આપ્યા છે. અમદાવાદ ને ચરોતરમા 'મજબૂત' ને ઠેકાણે 'જમબૂત', 'ગમ' ને ઠેકાણે 'મગ'; અને 'નુકસાન' ને ઠેકાણે 'નુસકાન' કહે છે.

બીનકેળવાયલા મુસલમાનો હિંદુસ્તાની નહિ, પણ ગુજરાતી બોલે છે, તેમની ભાષામા ફારસી અને અરબી ભાષાના ઘણા શબ્દો આવે છે; અને ગુજરાતી ભાષાના ઉચ્ચારમા પણ ખાસ ફેરફાર થયલા જોવામા આવે છે, તેમાનો મુખ્ય દન્ત્ય અને મૂર્ધન્ય વ્યંજનનો પરસ્પર ફેરફાર છે.

પારસી લોકોની ગુજરાતી ભાષામા પણ મૂર્ધન્યને બદલે દન્ત્ય વ્યંજનોના પ્રયોગ જોવામા આવે છે.

ગુજરાતીમા નપુસક લિંગ છે, તેમ હિંદુસ્તાનીમા નથી. હિંદુસ્તાનીમાં નપુસક પ્રશ્નાર્થ સર્વનામ છે અને પશ્ચિમ હિંદીની કેટલીક પ્રાન્તિક બોલીમા નપુસકલિંગના કોઈક કોઈક દાખલા જોવામા આવે છે. પશ્ચિમ હિંદીમા સંસ્કૃત અને પ્રાકૃતમાથી આવેલા નપુંસકલિંગના શબ્દો પુલ્લિંગમા છે. રાજસ્થાનીમા આ દાખલા, જેમ જેમ પશ્ચિમ તરફ જઈએ છિયે તેમ, પશ્ચિમ હિંદી કરતા વિશેષ જોવામા આવે છે અને આખરે ગુજરાતીમા નપુસકલિંગથી સ્થાયી થયલી દેખાય છે. આ બાબતમા ગુજરાતી મરાઠીને મળતી આવે છે. ઘણીખરીવાર નપુંસકલિંગ સામાન્ય લિંગના અર્થમા વપરાય છે; 'છોકરૂં'.

'ડો' ( પુ ) 'ડી' ( સ્ત્રી ) અને 'ડું' ( ન ) એ પ્રત્યયો રાજસ્થાનીની પેઠે ગુજરાતીમા પણ સાધારણ છે. અપભ્રંશમા એ પ્રત્યય છે તે ગુજરાતીમા ને રાજસ્થાનીમા આવ્યો છે. સાધારણરીતે એનો કંઇ અર્થ નથી, પણ કોઈક સ્થળે, મુખ્યત્વે નપુસકમા, તે તિરસ્કારવાચક છે. 'કુકડો', 'બિલાડી', 'ગધેડું', એ બધા શબ્દોમાં એ પ્રત્યય છે.

નામના રૂપાખ્યાનમા ગુજરાતીમા 'અ'કારાન્ત નામનુ પ્રથમાનું બહુવચન 'ઓ' પ્રત્યયથી થાય છે, તેમ પશ્ચિમ હિંદમા ( હિંદુસ્તાની બોલી જે એ વાતમા પંજાબીને મળતી આવે છે તેમા નહિ ) અને રાજસ્થાનીમા પણ છે. પણ બીજી વિભક્તિઓના રૂપોમાં અકારાન્ત શબ્દનું અંગ આકારાન્ત થાય છે ( ઘોડાનો, ઘોડાથી વગેરે ) એવુ પશ્ચિમ હિંદમા થતું નથી.

'ઘેડાનો'-'ઘોડે-કા' બીજી ગુજરાતી ભાષાની ખાસીઅત એ છે કે તેનાં રૂપાખ્યાનમા બહુવચનના રૂપોમા વિકલ્પે 'ઓ' પ્રત્યય લાગે છે.

ગુજરાતીના 'શું' ને મળતું હિંદુસ્તાનીમા નથી. હિંદુસ્તાનીમા क्या છે તેમ ગુજરાતીમા પણ 'કશુ', 'કિયા' કે 'કશા' છે. ઉત્તર તરફ 'ચિયા' વપરાય છે.

ક્રિયાપદના રૂપોમા 'છુ' નો ઉપયોગ જેવો ગુજરાતીમા છે તેવો પંજાબી, રાજસ્થાની અને અન્ય ભાષાઓમા પણ છે, પણ પશ્ચિમ હિંદીમા નથી. ભવિષ્યકાળમા 'શ' કે 'સ' આવે છે તે રાજસ્થાનીની કેટલીક પ્રાન્તિક બોલીમા પણ આવે છે. પશ્ચિમ હિંદમા 'સ' નો 'હ' થઈ ગયો છે. એજ 'હ' ગુજરાતની કેટલીક પ્રાન્તિક બોલીમા પણ છે.

ગુજરાતી ભાષાની એક ખાસ વાક્યરચના છે, એ રચના કવચિત્ રાજસ્થાનીમા પણ જોવામા આવે છે, પણ હિંદુસ્તાનની બીજી ભાષામા જણાતી નથી. સકર્મક ક્રિયાપદના ભૂતકાળનો ઉપયોગ જેમા થાય છે તે એ રચના છે એ બીજી હિંદુસ્તાની ભાષાઓની પેઠે કર્મણી કે ભાવે વપરાય છે કર્મણિ રચનામા ભૂતકૃદન્ત ભૂતકાળ તરીકે વપરાય છે તે જાતિ ને વચનમા કર્મના રૂપને મળતુ છે. 'તેણે રાજધાની કરી', અથવા 'તેનાથી રાજધાની કરાઈ' દાખલા તરીકે હિંદુસ્તાનીમા ભાવે રચના છે, એમા કર્મ ચતુર્થીમા આવે છે, અને ક્રિયાપદ નપુંસકમા, અથવા તો નપુંસક ન હોવાથી પુંલિંગમા મૂકાય છે, જેમકે उस-ने राणी-को छोडा (તેણે રાણીને છોડાયુ-છોડવાનું કર્યું-તેણે રાણીને છોડી) પણ उस-ने राणी छोडी એમ को પ્રત્યય ન વાપરીએ તો કહેવાય છે એવે સ્થળે ગુજરાતીમા ક્રિયાપદ નપુંસકમા વપરાતુ નથી, પણ કર્મની જાતિ ને વચનમા વપરાય છે.

# ગુજરાતી ભાષાનો આરંભ

(સ્વ. સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ બી એ; એલએલ. બી.)

કોઈ પણ ભાષાનો આરંભકાલ ચોકસપણે નક્કી કરવો એ અશક્ય છે. એવો નિર્ણય કરવાના ઐતિહાસિક સાધનો હોતા નથી એટલુંજ નહિ પણ ભાષા કંઇ એક દિવસમાં કે એક વર્ષમા બંધાતી નથી. અનેક કારણો અને બનાવોના આવી મળવાથી ભાષાનો ધીમે ધીમે ઉદ્ભવ થાય છે. અને ઉદ્ભવ થતો જાય છે તેમ તેમ ભાષામા ફેરફાર પણ થતો જાય છે. અતિ પ્રાચીન ભાષાઓ બોલાતી બંધ થતા તેમાં ફેરફાર થતા અટક્યા છે. તેમના ઉદયનો કાલ જેવો કેવળ અગમ્ય છે તેવો વર્તમાન સમયમાં બોલાતી અને બદલાતી ભાષાઓના ઉદયનો કાલ છેક અગમ્ય નથી; પરંતુ વર્તમાન ભાષાઓનું અમુક સ્વરૂપ ક્યારે ઘડાયુ એ નક્કી કરવું બહુ અઘરૂં છે. ગ્રન્થો, લખાણો અને વર્તમાનપત્રોનો હાલના જેવો ભારે સાધનરૂપ જથો હોય ત્યાં એ મુશ્કેલી પડે નહિં, પણ વર્તમાન મુકી ભૂતકાળમાં જેમ જઈએ છીએ તેમ એ જથો ઓછો મળે છે. વળી ભાષાનુ અમુક સ્વરૂપ બંધાય તેજ વખતથી તેનું સાહિત્ય રચાય એમ બનતું નથી; અને લેખી સાહિત્ય તો તેથી પણ મોડું થાય છે. આ રીતે ભાષાનો ઉદ્ભવ થયા પછી ઘણે કાળે તેનું લેખી સાહિત્ય ઉત્પન્ન થાય છે. અતિ પ્રાચીન ભાષાઓને લેખન સામગ્રી મોડી પ્રાપ્ત થઈ એ અન્તરાય તે પછીની ભાષાઓને નડ્યો નથી. પરંતુ એ અતિ પ્રાચીન ભાષાઓ બોલાતી બંધ થયા પછી પણ તેની તરફની ભક્તિ ઘણા કાળ સુધી એવી ટકી રહી હતી કે ગ્રન્થો અને લખાણો બોલાતી ભાષાઓમા નહિં પણ પ્રાચીન ભાષાઓમા થતા હતા. યુરોપમાં તેમજ આ દેશમા આવી સ્થિતિ પ્રવર્તતી હતી; અને તેથી અમુક ભાષાનુ જુનામા જુનુ સાહિત્ય જે સમયનું મળી આવે તે સમયે તે ભાષાનો આરભ થયો ગણી શકાતો નથી, પણ તે પહેલા ઘણા સમયથી એ ભાષા સારી રીતે રૂઢ થએલી હોવી જોઈએ એમ અનુમાન થાય છે. આ દેશમા વળી એવી વિશેષ સ્થિતિ છે કે સંસ્કૃતને બદલે પ્રાકૃત ભાષાનો પ્રચાર થયા પછી અને પ્રાકૃતમાંથી પ્રાન્તીય ભાષાઓ થયા પછી પણ ઘણા કાળ સુધી પ્રાન્તીય ભાષાઓ ગ્રન્થો અને લખાણો માટે વપરાતી નહોતી. બૌદ્ધોએ પોતાના ધર્મગ્રન્થ પાલીમા લખ્યા તથા જૈનોએ પોતાના ધર્મગ્રન્થ માગધીમા લખ્યા. અને

ધર્મ સાહિત્યની ભાષાઓ થવાથી એ ભાષાઓ એ ધર્મમંડળોમાં સંસ્કૃત જેટલીજ પદવી પામી. બૌદ્ધોએ તો પાલીને સંસ્કૃતના પણ પહેલાંની અને સૃષ્ટિની ઉત્પત્તિ સમયની ' मूला भासा ' કલ્પી. આ રીતે પ્રાકૃત ભાષાએ પણ તેમનામાંથી ઉત્પન્ન થએલી ભાષાઓના સાહિત્યને રોકનારી થઈ બ્રાહ્મણો તો પ્રાકૃત ભાષાઓને હલકીજ ગણતા હતા. પ્રાકૃતને શિષ્ટ ભાષા તરીકે તેઓ કબુલ રાખતા નહિં. '**हे अरयो हे अरय.**' ને બદલે '**हेऽलयो हेलयः**' બોલનાર અસુરોનો તિરસ્કાર કરી 'શતપથ બ્રાહ્મણ' માં કહ્યું છે કે '**तेऽसुरा आत्तवचसो हेऽलयो हेलय इति वदन्तः परायभवुः**' ( ३ म. पा. १-६-११ अध्याय ३२-१ २३ ). અશુદ્ધ ભાષા બોલનારનો આ રીતે પરાભવજ થાય માટે નિષેધ કર્યો છે કે:—

**उपजिज्ञास्यां सम्लेच्छस्तस्मान्न ब्राह्मणो म्लेच्छेत्।**

**( ३ म. पा. १-५-११ अध्या. २-१-२४. )**

અહીં "મ્લેચ્છ" નો અર્થ અપભ્રષ્ટ થએલી ભાષા છે.*

બ્રાહ્મણોના ગ્રંથો સંસ્કૃત ભાષામાં જ લખાયા. નાટકમાં પણ તેમણે વિધિ કર્યો હતો કે શિષ્ટ પાત્રો પાસે સંસ્કૃત ભાષા બોલાવવી.

આ સર્વ કારણોએ પ્રાન્તીય ભાષાઓમા સાહિત્ય રચાતું અટકાવ્યું. એ અન્તરાય દૂર થયા પછી કેટલાક કાલ સુધી હિંદી અને વ્રજ ભાષાએ રાજકીય આશ્રયથી બીજી પ્રાન્તીય ભાષાઓ ઉપર સામ્રાજ્ય ચલાવ્યું, અને જુદા જુદા પ્રાન્તના વિદ્વાનોનો પ્રયાસ પોતા તરફ ખેંચ્યો.

આ બધા બળ નરમ પડયાં ત્યારે ગુજરાતી સાહિત્યનો આરંભ થયો. ગુજરાતી ભાષાનો આરંભ ક્યારે થયો તેનો એ સાહિત્યપરથી નિર્ણય કરવાનું બની શકે તેમ નથી.

* " બાઈબલ " ના 'ઓલ્ડ ટેસ્ટમેન્ટ'મા પણ આવા પ્રકારની કથા છે કે, લડાઈમાંથી નાસતા ઇફ્રિમાઈટ લોકો જોરડન નદી ઓળંગવા આવ્યા ત્યારે તેમના શત્રુ ગિલીઅડાઇટ લોકોએ તેમને રોકયા. પુછતાં જે એમ કહે કે હું ઇફ્રિમાઈટ છું,' તેને ગિલીઅડાઈટ કહેતા કે " શિબોલેથ " એવો ઉચ્ચાર કર. ઇફ્રિમાઈટ લોકોને 'શ' બોલતા નહોતો આવડતો, તેથી તેઓ " સિબોલેથ બોલ્યા, અને એ રીતે પકડાઈ જાય તેને ગિલીઅડાઇટ લોકો કતલ કરતા. એ રીતે ૪૨,૦૦૦ ઇફ્રમાઈટ લોકો તે સમયે જોરડનને કીનારે માર્યા ગયા જનિજ્સ, પ્ર. ૧૨.

જુના ગ્રન્થો અને લખાણો મળી આવે તે વડે નિર્ણય કરવા જતા બીજો પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે કયી ભાષાને ગુજરાતી કે જુની ગુજરાતી કહેવી? સંસ્કૃત અને પ્રાકૃત વચ્ચે ભેદ કરવામા બીલકુલ મુશ્કેલી નથી. કેમકે સંસ્કૃત ભાષાનું સ્પષ્ટ મર્યાદાથી બાંધેલુ સ્વરૂપ છે અને તેમાથી સ્હેજ પણ ફેરફાર શરૂ થયો ત્યાથી પ્રાકૃત શરૂ થાય છે પરંતુ પ્રાકૃત અને ગુજરાતી, મરાઠી, બંગાળી, હિંદી વગેરે વર્તમાન પ્રાન્તીય ભાષાઓ વચ્ચે એવી સ્પષ્ટ સુરેખ સીમા બાંધી શકાતી નથી પ્રાકૃતમા કાળે કાળે ફેરફાર થયા છે, અને તે છતા પ્રાકૃત નામ કાયમ રહ્યુ છે, સંસ્કૃત નાટકોમા લખેલી પ્રાકૃત ભાષા પ્રાકૃત વ્યાકરણોમા આવેલા નિયમોથી જુદી પડે છે. વરરૂચિ અને ચંડ સરખા ઘણા જુના પ્રાકૃત વૈયાકરણોના નિયમો હેમચંદ્ર સરખા પાછળના પ્રાકૃત વૈયાકરણોના નિયમોથી કેટલેક અંશે જુદા પડે છે. હેમચંદ્રના પોતાના પ્રાકૃત વ્યાકરણના આરંભમા बहुलम्[1] ('ઘણુખરૂ) એવું સૂત્ર મુકી કહ્યુ છે કે એ સૂત્રનો અધિકાર આખા પ્રાકૃત વ્યાકરણ ઉપર છે, અર્થાત્ એ વ્યાકરણમા આપેલા બધા નિયમો 'ઘણું ખરૂ' પ્રવર્તે છે એમ સમજવાનુ છે સંસ્કૃત પેઠે વ્યાકરણમા આપેલા જ નિયમો સર્વત્ર પ્રવર્તે અને તેથી ઉલટુ તે હમેશ ખોટું જ એમ બનતુ નથી. વળી હેમચંદ્ર કહે છે કે आर्षम्[2] એટલે ઋષિઓનુ જુનુ પ્રાકૃત છે તેમા બધા નિયમો વિકલ્પે (optionally) થાય છે, તે નિયમો પ્રમાણે થાય પણ ખરૂ અને ન પણ થાય. હેમચંદ્રે પોતે પણ ઘણા વિકલ્પે થતા નિયમો આપ્યા છે, અને તેમા જુદા જુદા પ્રાન્તોની ભાષાના મૂળ પણ કદી કદી નજરે પડે છે. ઉદાહરણાર્થ, स्वप् ધાતુમાના પહેલા अ નો ओ પણ થાય અને उ પણ થાય, અને એ રીતે स्वपिति[3] ને ઠેકાણે सोवइ અને सुवइ એવા બે રૂપ થાય તે હિંદી सोवे અને ગુજરાતી सुवेના મૂળ છે. कृत्वा પરથી 'काउण' અને 'करिअ'[4] થાય છે તેમા મરાઠી करून અને ગુજરાતી करीने ના આકારના મૂળ છે તે જ પ્રમાણે ધાતુઓના વિકલ્પે થતા આદેશ (બદલે થતા રૂપ) હેમચંદ્રે આપ્યા છે તે શી રીતે થયા તે દર્શાવ્યુ નથી તેમ જ શી રીતે થાય તે સમજાતુ નથી ઉદાહરણાર્થ સંસ્કૃત कथ् ઉપરથી वज्जर, पज्जर, उप्पाल, पिसुण, सङ, बोल्ल, चव,

---

१. सिद्ध हेमचंद्र · ८।१।२ २ सिद्ध हेमचंद्र : ८।१।३
३. ,, ८।१।३४ ४ ,, ८।१।२७

**चम्प, सोस** અને **साह**[૧] એવાં રૂપાન્તર વાગ્વ્યાપારતા નિયમો જોતાં શી રીતે થાય, અક્ષરોચ્ચાર અશુદ્ધિથી કરતા **कथ्** ઉપરથી શી રીતે થાય તે સમજાતું નથી. પરંતુ એમાના **सङ्** ઉપરથી મરાઠી '**सांगणे**' અને **बोल्ल** ઉપરથી ગુજરાતી 'બોલવું' થયાં છે એવાં ધાતુમૂળ માલમ પડે છે. આવા ધાતુઓ સંસ્કૃત ધાતુ ઉપરથી થયેલા નથી પણ દેશમાં બોલતા દેશ્ય શબ્દો છે એમાં શક નથી. તેમ વળી પ્રાકૃતના અને અપભ્રંશના કેટલાક નિયમો ગુજરાતી ભાષાનુ મૂળ શોધવામાં કામે લાગતા નથી. પ્રાકૃતમા **कृपा**નું **किपा**[૨] થાય તે ગુજરાતી 'કિરપા'નું મૂળ નથી. અપભ્રંશ **अम्मासु**નું **अम्हासु**[૩] થાય તે ગુજરાતી 'અમારામા'નું મૂળ નથી. આ રીતે પ્રાકૃત અને અપભ્રંશ ભાષાઓ કેટલે સુધી ઘડાયેલી હતી ત્યારે તેમાંથી ગુજરાતી ભાષા ઉદ્ભવ પામી અને ગુજરાતી ભાષા એ ભાષાઓમાંથી પોષણ લેતી કયારે બંધ પડી એ નક્કી કરવું બહુ કઠણ છે. તેમ જ વળી બધા તદ્ભવ શબ્દ એટલે સંસ્કૃત શબ્દ ઉપરથી રૂપાન્તર પામી ઉત્પન્ન થએલા તમામ ગુજરાતી શબ્દો પ્રાકૃત અને અપભ્રંશ વ્યાકરણોમા આપેલા નિયમો પ્રમાણે જ કે તેમાં આપેલાં રૂપો ઉપરથી જ વ્યુત્પન્ન થયા છે એવો સાર્વત્રિક સિદ્ધાન્ત થઈ શકશે નહિં. પ્રાકૃત વ્યાકરણ પ્રમાણે સંસ્કૃત **वियोग:** ઉપરથી પ્રાકૃત **विओओ**[૪] થાય, પણ ગુજરાતીમા એ શબ્દ આવ્યો નથી અને 'વિજોગ' એવું તદ્ભવ રૂપ થયું છે. સંસ્કૃત ધૈર્યનું પ્રાકૃતમા **धीरं** કે **धीज्जं**[૫] થાય પણ ગુજરાતીમાં 'ધીરજ' એવું ત્રિજું જ રૂપ થયુ છે. **कर्म** ઉપરથી પ્રાકૃત **कम्म**[૬] થાય પણ ગુજરાતીમા 'કરમ' એવુ રૂપ થયુ છે.[૭] આ રૂપ પ્રાકૃત ઉપરથી આવ્યાં હોય એમ કહી શકાશે નહિં.

આ રીતે આ દેશમા પહેલવહેલી કયા સમયમા અને કયા રૂપમાં બોલાતી ભાષાને ગુજરાતી ભાષા કહેવી એ નક્કી કરવાના કઠણ વિષયમાં પ્રથમ પ્રશ્ન એ છે કે "અપભ્રંશ" ભાષાને ગુજરાતી ભાષા કહેવી કે

---

૧. सिद्ध हेमचंद्र० ८।४।२. २ सिद्ध हेमचंद्र ८।४।१२८

३. सिद्ध हेमचंद्र ८।४।३८१

४. सि० हे० ८।१।१७७, ५. सि० हे० ८।२।६४. ३. सि० हे० ८।२।७९. ૭. 'કામ' એવું પણ રૂપ છે પણ તેનો અર્થ 'કરમ'થી જુદો છે.

७. प्राकृत प्रकाश १२।३२

નહિ. અપભ્રંશ ભાષા ગુર્જરોમાં બોલાતી હતી એવો ચોખ્ખો પુરાવો મળી આવ્યો નથી, પણ અપભ્રંશ ભાષા ગુજરાતી ભાષાને ઘણી મળતી છે અને તેથી ગુજરાતી ભાષા અપભ્રંશ ઉપરથી થઈ છે એમ વિદ્વાનોનું માનવું છે. શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ ગુજરાતી ભાષાના ઈતિહાસમાં કહે છે કે, "પ્રાકૃત ભાષા ઉપરથી અપભ્રંશ ભાષા થઈ અને અપભ્રંશ ઉપરથી જૂની ગુજરાતી ભાષા થઈ છે. જૂની ગુજરાતી ભાષાનું વ્યાકરણ અપભ્રંશ ભાષાના વ્યાકરણ સાથે ઘણું મળતું છે." બીજી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખપદ ઉપરથી આપણા વિદ્વદ્રત્ન ગ. ગ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે કહ્યું છે કે, "હેમાચાર્યની आगाध्यायोनो अपभ्रंश તે ગુજરાતી જ છે." અલબત્ત કેટલાકનો મત એવો પણ છે કે અપભ્રંશ તો આભીરો વગેરેની ભાષા હતી, અને શૌરસેની ભાષા ઉપરથી ગુજરાતી ભાષા થઈ છે. (નર્મગદ્યની પ્રસ્તાવનામાં ગુજરાતી ભાષા વિશેની પ્રસ્તાવનામાં ઉતારેલા વચન.) વળી નાટકમાં નીચેના પાત્રોના મુખમાં અપભ્રંશ ભાષા મુકવાની કહી છે.

शकराभीर चाण्डालशबर द्राविडोड्रजा ।
हीना वनेचराणां च विभाषाः सम कीर्तिताः ॥

પરંતુ શૌરસેની અને ગુજરાતી વચ્ચે ઘણું મળતાપણું નથી. પ્રાકૃત પરથી થએલી ભાષાઓમાં અપભ્રંશ સાથે જ ગુજરાતીને સહુથી વધારે મળતાપણું છે એ શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસે ઘણી સારી રીતે બતાવ્યું છે. વળી, અપભ્રંશ એ પ્રાકૃતનું સહુથી છેલ્લું રૂપાન્તર છે એમ જણાય છે. વરરુચિના 'પ્રાકૃત પ્રકાશ'માં સામાન્ય પ્રાકૃતના નિયમો પછી પૈશાચી, માગધી અને શૌરસેની એ ત્રણ ભાષાના નિયમો કહ્યા છે; અને પૈશાચી તથા માગધીને શૌરસેની પરથી નીકળેલી કહી છે, તથા શૌરસેનીને સંસ્કૃત-પરથી નીકળેલી કહી છે. વળી શૌરસેનીના કેટલાક નિયમો આપી **शेषं महाराष्ट्रीवत्**[1] એમ કહ્યું છે, અર્થાત્ સામાન્ય પ્રાકૃત તે મહારાષ્ટ્રી છે અને શૌરસેનીનું ઘણુખરૂં બંધારણ તેના જેવું છે એમ કહ્યું છે. વરરુચિએ અપભ્રંશના નિયમ દર્શાવ્યા નથી તેથી તેના સમયમાં અપભ્રંશ ભાષા થઈ નહિ હોય એમ અનુમાન થાય છે. ચંડના 'પ્રાકૃત લક્ષણ' માં અપ-ભ્રંશનું નામ છે. તે ગ્રન્થમાં કહ્યું છે કે, જોડાક્ષરમાં છેવટનો 'र' હોય તે અપભ્રંશમાં તેનો લોપ ન થાય[1] હેમચંદ્રના વ્યાકરણમાં એવા

१ प्राकृत लक्षण ३।३७.

'र' નો લોપ વિકલ્પે થાય છ એમ કહ્યું છે[1] એ રીતે ચંડના અને હેમચંદ્રના વખત વચ્ચે થએલો ફેર માલમ પડે છે, અને प्रिय ઉપરથી प्रिय થાય તેમ पिउ પણ થાય ग्राम ઉપરથી 'ગ્રામ' પણ થાય અને 'ગામ' પણ થાય એ હેમચંદ્રનો નિયમ અપભ્રંશને ગુજરાતીની વધારે સમીપ આણનો પ્રગટ થાય છે ચંડના એ વ્યાકરણની પ્રસ્તાવનામાં ડૉક્ટર હોર્નલે પ્રાકૃત ભાષાઓના સ્થન વિભાગનો નકશો આપી દર્શાવ્યું છે કે જુદા જુદા સ્થળોએ મળી આવતા શિલાલેખોની ભાષા ઉપ થી માલમ પડે છે કે હાલના સંયુક્ત પ્રાન્તો બિહાર, બંગાળા, ઓરિસ્સા અને મધ્યહિંદમાંના ઈશાન તરફના ભાગમાં માગધી ભાષા બોલાતી હતી, અને તે ભાષાની વિશેષતા એ છે કે સંસ્કૃત 'र' નો તેમાં 'ल' થાય છે મધ્યહિંદમાંના નૈર્ઋત્ય તરફના ભાગમાં, પશ્ચિમહિંદમાં અને દક્ષિણહિંદમાંના કેટલાક ભાગમાં સામાન્ય પ્રાકૃત બોલાતી હતી અપભ્રંશ ભાષા સિંધુ નદીની પૂર્વે આવેલા ઉત્તર હિંદમાં બોલાતી હતી, અને તે ભાષાની વિશેષતા એ છે કે જોડાક્ષરમાં પાછળનો 'र' તેમાં કાયમ રહે છે ચંડે કહેલા નિયમ પ્રમાણે સામાન્ય પ્રાકૃતમાં પહેલી વિભક્તિના એકવચનમાં છેડે 'ઓ' પણ આવે અને 'એ' પણ આવે એટલે स दव નું देयो પણ થાય અને देवे પણ થાય હોર્નલ કહે છે કે એમાંના 'એ' માગધ રૂપ મધ્યહિંદની જોડાજોડ તેની પશ્ચિમે આવેલા દેશ વિભાગના શિલાલેખોમાં માલમ પડે છે, અને એ ભાગની ભાષા પાછળથી અર્ધ માગધી કહેવાઈ, અને ગિરનાર વગેરે સ્થળના શિલાલેખોમાં 'ઓ' કારાન્ત રૂપ માલમ પડે છે, અને તે તરફની ભાષા પાછળથી મહારાષ્ટ્રી અને શૌરસેની કહેવાઈ આ રીતે મહારાષ્ટ્રી અને શૌરસેની એક કાળે ગુજરાત તરફ પ્રવર્તી હશે ખરી નરસિંહ મહેતાના કાવ્યોની અસલ ભાષા લહીઆઓએ પાછળથી બહુ બદલી નાખ્યા છતાં તેમાં હજી चो અને चा એવા છઠ્ઠી વિભક્તિના પ્રત્યય માલમ પડે છે તે આ જુની મહારાષ્ટ્રીની શાખ પુરે છે. અને હેમચન્દ્રે અપભ્રંશના નિયમો આપ્યા પછી કહ્યું છે કે અપભ્રંશની ઘણીખરી રચના શૌરસેની પ્રમાણે છે[2] તે અપભ્રંશના પાયામાં રહેલી શૌરસેની દર્શાવે છે પરંતુ ગુજરાતની હાલની વસ્તી પંજાબ તરફથી આવેલી છે અને પંજાબમાં હજી 'ગુજરાત' નામે જગા છે એ ડાક્તર બુહ્લરની શોધ ધ્યાનમાં લેતાં अपभ्रंश ભાષા ડાક્તર

૧ सिद्ध है० ८।४ ३९८ ૨ सिद्ध हेमचन्द्र० ८।४।४४६,

હોર્નેલે ઉપર બતાવેલા પ્રદેશમાંથી ગુજરાતમાં આવી એ સંભવિત જણાય છે. હેમચંદ્રાચાર્યે પોતાના વ્યાકરણને છેડે અપભ્રંશના નિયમો કહ્યા છે અને તે સાથે એ ભાષાના ઘણા ઉદાહરણ આપ્યા છે, પરંતુ એટલા જ પરથી હેમચંદ્રના વખતમાં ગુજરાતમાં અપભ્રંશ ભાષા બોલાતી હતી એમ કહી શકાતું નથી. અપભ્રંશ ભાષા કયા દેશની ભાષા છે અને પ્રથમ બોલાતી કે હાલ બોલાય છે એ વિષે હેમચન્દ્રે કાંઈ કહ્યું નથી. અલબત્ત, શૌરસેની માગધી, પિશાચી અને ચૂલિકા પિશાચીના નિયમો તેમણે આપ્યા છે તેના કરતાં અપભ્રંશના ઘણા નિયમો આપ્યા છે અને અપભ્રંશના ઉદાહરણ માટે કાવ્યગ્રન્થોમાંથી અનેક ઉતારા કર્યા છે; પણ ઉપર કહેલી ત્રણ ભાષા માટે તેમ ન કરતાં એકજ ઠેકાણે ચૂલિકા પૈશાચી માટે એવો ઉતારો કર્યો છે અને પ્રાકૃત માટે પણ જુજ ઉતારા કર્યા છે, તેથી અપભ્રંશ હેમચંદ્રના ચિત્ત સમક્ષ ઘણી નજીક હતી એમ તો જણાય છે. તેમજ **घहिल्ल** (ઘેલો), **विट्टाल** (વટાળ), **घोड्ड** (મીંડ, ગોળ), **घेर** (ફેરો–ભ્રમણ દર્શક), **तण** (તણો–સંબંધ દર્શક), વગેરે અપભ્રંશના ખાસ શબ્દો હેમચન્દ્રે આપ્યા છે, તે દર્શાવે છે કે અપભ્રંશ ગુજરાતમાં બોલાતી હોવી જોઈએ. તેમજ ત્રીજી સાહિત્ય પરિષદમાં ઉપર કહેલા ભાષણમાં રા. રા. કેશવલાલભાઈએ દર્શાવ્યું છે તેમ અમદાવાદમાં સંવત ૧૫૦૮ માં રચાયેલા **वसंत विलास** નામે કાવ્યમાં 'ખેલવાને' એવા (**तुम्** infinitive of purpose)ના અર્થમાં **खेलन** રૂપ વપરાયેલું છે અને 'મદનમાટે' એવા (**तादर्थ्य**ના અર્થમાં **मदनरेसि** રૂપ વપરાયેલું છે એ રૂપો હાલની ગુજરાતીમાં નથી પણ હેમચન્દ્રે અપભ્રંશના એવા રૂપ બતાવ્યા છે[1] તે હકીકત પણ ગુજરાતમાં અપભ્રંશ ભાષા બોલાતી હતી એમ દર્શાવી આપે છે હેમચન્દ્રે પોતાનો ગ્રન્થ સંવત ૧૧૬૮ માં સિદ્ધરાજ જયસિંહના વખતમાં લખ્યો છે તેથી અપભ્રંશ ભાષા તે સમય પહેલાથી પ્રવર્તમાન હતી એટલું તો જણાય છે. અલબત્ત, અપભ્રંશ ભાષામાં ફેરફાર થઈ હાલની ગુજરાતીને વધારે મળતી ભાષા બોલવા માંડ્યા પછી પણ શિષ્ટ ભાષા તરીકે અપભ્રંશ ભાષા કાવ્યોમાં વપરાતી હોય અને તેથી તે કાવ્યો રચાયા તે સમયે અપભ્રંશ પ્રચલિત હતી એમ ચોક્કસપણે કહી શકાય નહિં પણ એ માત્ર કાલનિર્ણયનો જ પ્રશ્ન છે, સ્થળનિર્ણયનો પ્રશ્ન નથી. અપભ્રંશ ભાષાના કાવ્યોના ઉદાહરણ લેતાં સ્થળનિર્ણયમાં શંકા રહેતી નથી.

---

१ सिद्ध हेमचन्द्र ८।४ ४४१ तथा ८।४।४२५.

वाती करवत कापतां वहिलउ आवइ ।छइ ।
नारी विध्या दलवलइ जाजीयह ता ।दइ ॥

' કાતે અને કરવતે કાપેનાનો નહેનો છેડો આવે છે, નારીએ (વ)ધેલા જ્યા સુધી જીવે ત્યા સુધી તેમનો દેહ ટળવળે છે '

आगि दाधा पालवइ ।छ्या पाघइ वृक्ष ।
नारि हुताशनि जालिया छार उडडीयया लक्ष ॥

' આગે દાઝેના વૃક્ષ પાનવે (તેને ફરી પલ્લવ આવે) અને છેદેલા વૃક્ષ વધે, (પણ) નારી _તાશનથી બાળેના લાખો રાખ થઈ ઊડે છે '

अट्ठोतरसु बुद्धडी रावणतणइ कपालि ।
पवू बुद्धि न सापडी लंका भजण कालि ॥

રાવણને કપાળે અટ્ઠોતેરસો બુદ્ધિ (હતી, પણ) લકા ભાગી તે કાળે એક બુદ્ધિ સાપડી નહિ[1]

'ગુજરાસા'માના આ દુહાની અપભ્રષ્ટ ભાષા ગુજરાતી ભાષાની એટલી બધી નજીક છે કે એ ભાષા ગુજરાતમા હતી એમા સદેહ રહેતો નથી નરસિંહ મહેતાએ 'સુરતસંગ્રામ'મા પોતાની ગુજરાતી ભાષાને 'અપભ્રષ્ટગિરા' કહી છે, પણ તેજ સમયમા થયેના પદ્મનાભે 'કાન્હડદે પ્રબધ'મા પોતાની ગુજરાતી ભાષાને 'પ્રાકૃત' કહી છે, અને તે પછી ઘણે કાળે થયેના અખાએ પોતાની ગુજરાતી ભાષાને 'પ્રાકૃત' કહી છે, તેથી, એ ઠેકાણે 'અપભ્રશ' અને 'પ્રાકૃત' એ શબ્દો માત્ર 'સસ્કૃતથી ઉતરતી ભાષા' એના અર્થમા વપરાયેના છે ગુજરાતી તે જ અપભ્રશ કે પ્રાકૃત એવો અર્થ ત્યા ઉદ્દિષ્ટ નથી

અપભ્રશ ભાષાને ગુજરાતી ભાષા કહેવી કે ગુજરાતી ભાષાની માતા કહેવી એ સબધમા રા રા કેશવનાલભાઈએ ઉપર કહેના ભાષણમા કહ્યુ છે કે ગુજરાતી ભાષાના ત્રણ યુગ પાડવા (૧) પહેલો યુગ તે ઈ સ ના દસમા અગિયારમા શતકથી ચૌદમા શતક સુધીનો, અને તે યુગની ગુજરાતીને અપભ્રશ કે પ્રાચીન ગુજરાતી નામ આપવુ ઘટે છે (૨) બીજો યુગ તે પદરમા શતકથી સત્તરમા શતક સુધીનો, અને તે યુગની ગુજરાતી જે જુની ગુજરાતી કહેવાય છે તેને મધ્યકાલીન ગુજરાતી કહેવી યોગ્ય છે (૩) ત્રીજો યુગ તે સત્તરમા શતક પછીનો, અને તે યુગની

[1] શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસકૃત "ગુજરાતી ભાષાનો ઈતિહાસ"

ગુજરાતી તે અર્વાચીન ગુજરાતી છે એ નિર્વિવાદ છે. ઈંગ્રેજી ભાષાના પણ આ પ્રમાણે આગ્લ સાકસન (Anglo Saxon) અર્ધ સાકસન (Semi Saxon), પ્રાચીન ઈંગ્રેજી (Old English), મધ્યકાલીન ઈંગ્રેજી (Middle English) અને અર્વાચીન ઇંગ્રેજી (Modern English) એવા ભેદ પાડવામાં આવ્યા છે. 'આગ્લ સાકસન' નામ કહાડી નાખી તે ભાષાને અને તે પછીની ઉપર કહેલી બધી ભાષાઓ ફક્ત "ઈંગ્રેજી" જ કહેવી એમ કેટલા ઇંગ્રેજી વિદ્વાનોનો મત છે. કેટલાકનો તેથી ઉલટો મત છે કે જુદા જુદા નામથી ઓળખાતા ભાષાવિભાગને આ રીતે એક વર્ગમા મુકવાથી અગવડ પડશે, અને જે વસ્તુઓ યથાર્થ રીતે જુદી છે તેને એક કહેવાથી ગુચવાડો થશે; કારણ કે અર્વાચીન ઈંગ્રેજી તે આંગ્લ સાકસનના પાયા ઉપર રચાઇ છે, અને તેમાથી જ ઉદ્‌ભવ પામી છે, તોપણ એ બે વચ્ચે એટલો બધો ફેર છે કે એ બેમાથી એકનું સંપૂર્ણજ્ઞાન હોય તો માત્ર તેટલાથી એમાની બીજી આંખથી કે કાનથી સમજાય નહિ.[૧] અપભ્રશ ભાષાને ગુજરાતી કહેવી કે નહિ તે બાબત આ પાછલા દૃષ્ટિબિન્દુથી વિચાર કરીએ તો એટલું તો કહેવું પડે કે જેને અર્વાચીન ગુજરાતીનું જ્ઞાન ન હોય તે માત્ર અપભ્રંશ શીખીને અર્વાચીન ગુજરાતી સમજી શકે નહિં, અને જેને અપભ્રંશનું જ્ઞાન ન હોય તે માત્ર અર્વાચીન ગુજરાતી શીખીને અપભ્રશ સમજી શકે નહિ. અલબત્ત, ફેર છે તેમ સરખાપણુ પણ છે, અને આવા સંબંધમા હેલમનો અભિપ્રાય લક્ષમા લેવા યોગ્ય છે. ઈંગ્રેજી ભાષાનો આરંભ નક્કી કરવો એના કરતા કંઈ વધારે મુશ્કેલ હોઈ શકે નહિ. અહીંથી સીમા બાંધવાની અમારી મરજી છે એમ કોઈ કારણ જણાવ્યા વિના સ્વચ્છંદ રીતે કહીએ તોજ એ કાર્ય થઇ શકે યુરોપખંડની બીજી ભાષાઓમા આ નિર્ણય માટે સાધનોની ખામી છે એવું ઇંગ્રેજી માટે કારણ નથી; પણ તેથી ઉલટું કારણ છે, અને તે એ કે શબ્દો બહુ ધીમે ધીમે ક્રમમા ઉદ્‌ભવ પામતા આવ્યા છે, અને તેને પરિણામે હાલના રૂપ થયા છે એમ બતાવી શકાય તેવું છે કારણકે તેરમા સૈકાની જુનામા જુની ઈંગ્રેજી ભાષાને બારમા સૈકાની આગ્લ—સાકસન ભાષા સાથે સરખાવીએ તો ઈંગ્રેજીને જુદી ભાષા શા માટે કહેવી અને આગ્લ—સાકસન ઉપરથી રૂપાન્તર થયેલી કે સાદી થયેલી ભાષા શા માટે ન કહેવી એનો ઉત્તર દઇ શકાતો નથી. પરંતુ ચાલતો આવેલો વહીવટ કાયમ રાખવો જોઈએ અને

૨ History of English Literature by T. B. Shaw. (ટી. બી. શૉ કૃત ઇંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ.)

એમ કહેવું જોઈએ કે આંગ્લ-સાકસન બદલાઈને ઈંગ્રેજી થઈ અને તે એ પ્રમાણે કે (૧) શબ્દોના ઉચ્ચાર અને જોડણી ટુંકાં થયાં અથવા બીજી રીતે રૂપાન્તર પામ્યાં; (૨) વિભક્તિનાં ઘણાં રૂપ, વિશેષે કરીને નામના રૂપ, મુકી દેવામાં આવ્યાં અને તેથી ઉદ્દેશક ઉપસર્ગો (articles) અને સાહાય્યકારક અવ્યયોનો વધારે ઉપયોગ થયો; (૩) ફ્રેન્ચ ઉપરથી ઉપજેલાં રૂપ દાખલ થયાં. આમાંનો માત્ર બીજો પ્રકાર જ નવા રૂપની ભાષા દર્શાવવા સમર્થ છે એમ હું ધારું છું, અને આ ફેર એવો ધીમે ધીમે થયો છે કે કેટલાક લેખને માતાનું છેલ્લું બાલક ગણવું કે પુત્રીની પ્રજોત્પાદકતાનાં આરંભચિહ્નો ગણવાં એ આપણી મુશ્કેલી ઝાઝી દૂર થતી નથી." વિભક્તિઓનાં રૂપ જતાં રહે ત્યારે ભાષા બદલાયેલી ગણવી એ હેલામનો નિયમ લઈએ તો અપભ્રંશનાં સંસ્કૃત વિભક્તિઓના પ્રત્યય ફેરફાર સાથે પણ રહેલા છે, અને ગુજરાતીમાં એ સર્વ પ્રત્યય જતા રહેલા છે. ગુજરાતીમાં વાસ્તવિક રીતે પ્રત્યયદ્વારા વિભક્તિઓનાં રૂપાખ્યાન છે જ નહિ; માત્ર સાહાય્યકારી અવ્યયોથી વિભક્તિઓ સરખા અર્થ દર્શાવવામાં આવે છે અને પહેલી અને બીજી વિભક્તિઓમાં તો શબ્દનું પ્રત્યય કે અવ્યય વગરનું મૂલ રૂપ જ વપરાય છે અપભ્રંશમાં પણ પહેલી અને બીજી વિભક્તિઓના પ્રત્યયનો લોપ થાય છે, અને છઠ્ઠી વિભક્તિના પ્રત્યયનો ઘણું ખરું લોપ થાય છે,[૧] અને અપભ્રંશમાં પ્રાકૃત કરતાં પણ વધારે ઠેકાણે વિભક્તિના પ્રત્યયના આદેશ (નિયમ વગરના બદલે મુકાતા શબ્દ) થાય છે. એ ખરૂં છે તોપણ અપભ્રંશમાં **नहेण** (ત્રીજી વિભક્તિનું એકવચન) **लक्खेहिं** (ત્રીજી વિભક્તિને બહુવચન.) **गिरिसिङ्गहुं** (પાંચમીનું બહુ વચન) **परस्सु** (છઠ્ઠીનું એકવચન ) **तणहं** (છઠ્ઠીનું બહુવચન) એ વગેરે પ્રત્યયવાળાં રૂપાખ્યાન થાય છે તેથી એવા અંશમાં અપભ્રંશને તે ગુજરાતીથી જુદી ભાષા જણાય છે. અલબત્ત હેલામ કહે છે તેમ આવા ફેરફાર બહુ ધીમે ધીમે થાય છે અને અર્વાચીન ભાષાનાં રૂપની ઉત્પત્તિ ખોળતા ખોળતા ભૂતકાળના ઈતિહાસમાં જઈએ તો ક્રમે ક્રમે મૂળભૂત પ્રાચીન ભાષા તરફ જઈ પહોંચીએ છીએ, અને અહીંથી પ્રાચીન ભાષાની હદ પુરી થઈ અને અહીંથી અર્વાચીન હદ શરૂ થઇ એવો સુરેખ વિભાગ થઈ શકતો નથી. તેથી, અપભ્રંશનું નામ વિકલ્પે જુની ગુજરાતી

૧. सिद्ध हेमचंद्र. ८।३।३४४-३२६.

કહીએ તો તેમા અયથાર્થતા નથી; માત્ર જાણીની થએલી વિભાગ પદ્ધતિનો ત્યાગ થાય છે. એ અપભ્રંશ કે જુની ગુજરાતી ઇસ્વી સનના દસમા સૈકા કરતા વધારે જુની નહિં હોય એમ લાગે છે. અલબત્ત, ચોકસ નિર્ણય કરવાના સાધન નથી. મરાઠી ભાષાનો મુકુન્દરાજ પણ ઇ. સ. ૯૭૮ મા થયો છે

સાધારણરીતે જે જુની ગુજરાતી કહેવાય છે અને ગ. રા. કેશવલાલભાઈના વિભાગ પ્રમાણે જે 'મધ્યકાલિન ગુજરાતી' કહેવાય તે ભાષામા લખાયેલુ જુનામા જુનુ પુસ્તક હાથ લાગ્યુ છે તે "મુગ્ધાવબોધ મૌક્તિક" નામે છે એ પુસ્તક સંવત ૧૪૫૦મા રચાયેલુ છે, અને તેમા ગુજરાતી ભાષામા સંસ્કૃત વ્યાકરણના નિયમો સમજાવ્યા છે ગ્રન્થકારે પોતાનુ નામ આપ્યુ નથી પણ તે પોતાનો 'દેવસુન્દર ગુરુના પગની રજ' કહે છે, અને રા. રા. કેશવલાલભાઈએ દર્શાવ્યુ છે તેમ તે જૈન હોવો જોઈએ એ પુસ્તકની ભાષા અપભ્રંશથી જુદી પડે છે, તોપણ હાલની ગુજરાતી ભાષામા નથી એવા અપભ્રંશના અંશ તેમા નજરે પડે છે. "**जेह तउ हुंतउ थउ थकउ इत्यादि बोलि वई जेह वस्तुनइ परित्याग सूचीइ अपादान.**" "**पढ़नउ तणउ पढरहइ किहिं इत्यादि बोलिषई उत्तिमाहि जेह वस्तु रहइ कारकसिउं अथवा सबंध सिउ स्वस्वामित्यादिक संबंध सूचि यह। अनइ जेहरइं क्रिया हेतुपणाउ न हुइं ते सबध तिहां षष्ठी हुइ**" અહીં કહેલો પાચમી વિભક્તિનો **हुंतउ** પ્રત્યય પ્રાકૃતમા **हिंतो** અને **सुंतो** રૂપે માલમ પડે છે. અને અપભ્રંશમા તેને વધારે મળતુ રૂપ **कहन्तिहु** ( ક્યાથી ) છે, પણ હાલની ગુજરાતીમા તે રહ્યો નથી. **थउ, थकउ** હાલની ગુજરાતીમા **थी, थकी** રૂપે છે, પણ (પ્રાકૃત કે) અપભ્રંશમા તે નથી છઠ્ઠી વિભક્તિના કહેલા **पढ़नउ**નુ હાલનુ ગુજરાતી રૂપ **એનો** છે પણ અપભ્રંશમા તે નથી. **तणउ** અપભ્રંશમા છે અને ગુજરાતીમા પણ **तणो, तणी, तणुं** રૂપે છે **तहरहइं** એવુ છઠ્ઠીનુ રૂપ અપભ્રંશમા નથી તેમ હાલની ગુજરાતીમા પણ છઠ્ઠીના પ્રત્યયમા મારૂ, તારૂ, અમારું, તમારૂ, સોનેરી, રૂપેરી, અનેરો, અને ઘણેરો એ આઠ શબ્દ સિવાય 'ર' નથી, અને તેમાના પણ છેલ્લા બે ફક્ત કવિતામા વપરાય છે. પરન્તુ રા રા. કેશવલાલભાઈએ દર્શાવ્યુ છે કે પદ્મનાભના 'કહાનડદે પ્રબંધ'મા, ભાલણની 'કાદમ્બરી'મા, રત્નાગરના 'વસંત વિલાસ'મા અને ગદ્ય "વૈતાલ પંચવીશી"મા **कणयरी** (=કનકની),

पारशीकर (=પારસીના), वालमरदई (=વહાનમનુ, વહાલાનું) मातारि (=માનું), એવા રૂપ નજરે પડે છે મા વાડીમા थारो (=તારો) बापरो (=બાપનો) આ બગાળીમા आमार (=અમારૂ) અને रामेर (=રામનુ) એવા 'ર' કારવાળા છઠ્ઠીના પ્રત્યય હાલ પણ છે હિંદીમા मेरा, हमेरा, तेरा, तुम्हेरा એવા સર્વનામ ા છઠ્ઠીના રૂપમા 'ર' છે, પણ તે સિવાય છઠ્ઠીનો પ્રત્યય का છે

આ પુ તકની સાન પહેલા સારા છમે વર્ષ ઉપર લખાયેલુ જણાતુ એક ગુજરાતી વકરદાકતર દર્નાવ દર્દિનાય પ્રુવી પાગણમા એક પ્રતિમા નીચેના લેખમા મળી આવ્યુ છે श्री वणराज राउनी अणहिलवाडइ पाटणि उमामहेश्वर स्थापना छइ वि स ८०२ એવુ એ વાક્ય છે પણ राउनी એવુ છઠ્ઠી વિભક્તિનુ રૂપ અને छइ એવુ ક્રમનું રૂપ એ સમયે પ્રવર્તમાન હોય એમ લાગતુ નથી, કેમકે તે પછી ઘણા કાળ સુધી એવા રૂપ વપરાયા નથી આ સવત ૮૦૨મા ઉમામહેશ્વરની સ્થાપના થયેલી એ વાત ઘણા વર્ષ પછી એ સ્થળે લખેલી છે એમ જણાય છે

'મુગ્ધાવબોધ ઔક્તિક' પછી આગળ ચાલતા જઈએ છીએ તેમ ગુજરાતી ભાષા હાલના સ્વરૂપ તરફ વધારે બધાતી જોઈએ છીએ અને તે હકીકત કવિતા કરતા ગદ્યમા વધારે સ્પષ્ટતાથી જણાય છે 'मुग्धवाहोधनी नामे પુસ્તક 'ઔક્તિક' પછી થયેલુ છે તેમાથી થોડા વાક્ય ઉતારીએ

कुहिन नगरि भूधर वणिक्पुत्र। तेहनि पुण्यना क्षयतु धननु क्षय हीउ। धनना अयतु सगे सहूइ छाड्यु। गतमान हीउ। पोति घणा दिवसनी लोहतुला हूती। ते अनेरानि घरि मुकीनि देशातरिग्य। केतले दिवसि वली धन उपार्जी आव्यु।

'સગે સહુએ વચન આજ પણ પ્રચલિત છે 'हती' એ રૂપ હજી સુધી સુરત તરફ છે અને 'ગ ને મળતું કાઠીઆવાડી રૂપ 'ગો' છે

આ પછી સવત ૧૫૦૮મા રચાયેલા "વસત વિલાસ' માના બે દુહા લઈએ

> नाहु निछिछि गामटि सामाटि मयगअझाणि।
> मयण महाभड असहिर सहो हिरइ हगइ वाणि॥
> ईण परि कोइलि कूजइ पूजइ जुवति मणोर।
> विधुर वियोगिनी धूजइ कूजइ मयण किशोर॥

**नाहु** પરથી થયેલા 'નાહુયો', 'નાવયો' હજી પ્રવર્તમાન છે, ગામટિ પરથી હાલનુ 'ગામડી,' 'ગામડીયો' રૂપ થયેલા છે, **सामाटि** રૂપ કાયમ છે, **अज्ञाणि** હવે નરજાતિ વાચક નથી પણ એ મૂળ રહ્યુ છે. **ईणं परि** પરથી 'એણીપેર' થયેલુ છે.

આ પછી મળી આવતો ગ્રંથ તે 'કહાનડદે પ્રબંધ' છે. તે સંવત્ ૧૫૧૨મા રચાયેલો છે તેનો કર્તા પદ્મનાભ વીસનગરો નાગર હતો, અને મારવાડમા ઝાલોરનો રાજ કવિ હતો. તેનુ કાવ્ય બહુ ઉંચી શક્તિ પ્રદર્શિત કરે છે તેમાથી એક બે કડીઓ લઈએ.

**तिणि अवसरि गूजरधर राय, करणदेव नामि बोलाय ।**
**तिणि अवगणिउ माधव बंभ, तांहि लगइ विग्रह आरंभ ॥**
**रीसायु मूलगु परधान, करी प्रतिज्ञा नीमर्यू धान ।**
**गूजरातिनूं भोजन करूं, जु तरकाणूं आणूं अरूं ॥**

આ કાવ્ય 'વસત વિલાસ' ના સમયનુજ હોવા છતા તેની ભાષા હાલની ગુજરાતીને ઘણી વધારે મળતી છે. 'વસત વિલાસ' કાંઈક વધારે જુના કાળમા શિષ્ટ ગણાતી કાવ્ય ભાષામા લખાયેલુ છે એમ લાગે છે. ઉપરની બે કડીમાના **बंभ** (બ્રાહ્મણ) અને **अरूं** (અહીં, આ તરફ) શબ્દ હવે પ્રવર્તમાન નથી, પણ ગીતોમા 'ઓરા ઓરા' રૂપે માલમ પડે છે. **अवगणिउ, रिसायु, मूलगु** એના અવગણિયો, રીસાયો, મૂળગો એવા ઓકારાન્ત રૂપ, અને **अवसरि, नामि** એના અવસરે, નામે એવાં એકારાન્તરૂપ એ કાળ પછી થયા છે. એવા એવા ફેર સિવાય બીજી રીતે આ ભાષા હાલની ગુજરાતીની બહુ નજીક છે.

નરસિંહ મહેતા, મીરા, ભાલણ, ભીમ, એ કવિઓ આ સમયના જ છે, પણ તેમની મૂળ ભાષા લહીઆઓએ એટલી બધી બદલી નાખી છે કે તેમના આ લખાણ આ મબધમા કામ આવે તેમ નથી. કદાચ ભાલણની 'કાદમ્બરી' પ્રસિદ્ધ થશે ત્યારે તેની અસલભાષા હાથ લાગશે. "અપ્રસિદ્ધ ગુજરાતી પુસ્તક" ની માસિક ગ્રન્થાવલીમા ગદ્ય રામાયણ પ્રસિદ્ધ થયુ છે તે પુસ્તકના કર્તાનુ નામ જણાયુ નથી પણ તેની મૂળ ભાષા જળવાયેલી લાગે છે એ પુસ્તક નરસિંહ મહેતાના વખતનું છે એમ શાસ્ત્રી નરનાથ કાળીદાસનુ માનવુ હતુ, અને ભાષા પણ તેવીજ જણાય છે. થોડા ઉતારા કરીશુ.

"એકવાર વાલ્મીકનિ આશ્રમિ નારદ આવ્યા છિ, વાલ્મીકિ ઘણી પૂજા કરીનિ પૂછ્યું, આજ અહ્નો કૃતાર્થ કિધા હે સ્વામી અહ્નાનિ કહોનિ એહવો ત્રૈલોક્યમાંહિ માનુંભાવ પુરુષ કો છિ....તે તમસાનિ તિરનિ વિષિ વાલ્મીકિ વિદ્યાર્થિ સહિત તિહાં આવ્યાં, તે ઉત્તર તીર્થ દીઠું તિહાં વિદ્યાર્થિ સાથિ ધિરિયુ વલ્કલ અણાવ્યું તે તીર્થમાંહિ રહ્યા ...એહવો શબ્દ મુખમાંહિથી નીસર્યું, ત્યાર પહિલું પૃથિવીમાંહી શ્લોક નથી. કાવ્ય શ્લોક છંદ વાણી કાંઈ નથી. તે મારે વાલ્મિક તથા વિદ્યાર્થી વિચારવા લાગ્યા જે એ મહાવાક્ય શબ્દ હવું તે શું હવું. કાંઈએક પદબંધ દીમિછિ એમ વિચારતાં થિકાં તિર્થાવગાહન કરી પોતાનિ આશ્રમિ આવ્યા, આસનિ બિઠા ધ્યાન કરવા લાગ્યાં."

અહીં 'આશ્રમિ,' 'છિ,' 'તિહાં,' 'ધિરિયું,' 'હેવું,' વિચારતાં થિકાં એવાં રૂપ ફક્ત હાલની ગુજરાતી જાણનારથી પણ સમજાય તેવાં છે.

સંવત ૧૫૬૮માં રચાયેલા 'વિમલરાસ,' નામે જૈન ગ્રન્થની ભાષા પણ આજ પ્રકારની છે. તેમાંથી બે કડીઓ ઉતારીશું.

दिनि दिनि वाधइ विमलकुमार
अहनिसि अंगि विमलाचार ।
हरखीं माता हूलावती
विमलवाणि बोलइ भावती ॥
विमलकुंवर पुढइ पालणइ
मां हिंडोलइ ऊलटि घणइ ।
हालरडे हूलावइ बाल
खिणि खिणि मावो करइ संभाल ॥

અહીં पुढइ ઉપરથી હાલનું 'પોઢે,' અને આમાંના खिणि खिणिને ઠેકાણે હાલ પાછું ક્ષણે ક્ષણે ગુજરાતીમાં દાખલ થયું છે. ઇમાંથી થયેલા વર્તમાન ए વિશે આગળ કહ્યું છે. આ સિવાય આ કડીઓમાંની બાકીની ભાષા તે હાલથી ગુજરાતી જ છે.

૧. આ સર્વ ઉતારા રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે પ્રસિદ્ધ કરેલાં જુનાં ગુજરાતી પુસ્તકો ઉપરથી લીધા છે; અને એ પુસ્તકોમાંના તેમજ 'મુગ્ધાવબોધ મૌક્તિક' ઉપરના તેમના વિદ્વત્તા ભરેલા વિવેચનની આ નિબંધમાં સહાયતા લીધી છે.

શિષ્ટ ગ્રન્થોની ભાષા જોયા પછી સાધારણ વ્યવહારના લખાણોની ભાષાપર દૃષ્ટિ કરીએ. આ માટે કેટલાક દસ્તાવેજોનો ઉપયોગ કરીશું.[1]

સંવત ૧૫૮૭મા અમદાવાદ પાસે રાજપુરમાં થયેલું વેચાણ ખત છે તેમાં દસ્તુર પ્રમાણે આરંભમાં પાદશાહ, કાજી, દીવાન વગેરેનાં નામ સંસ્કૃતમાં આપ્યાં છે અને પછી વેચાણનો વ્યવહાર ગુજરાતીમાં લખ્યો છે. વેચનાર અને લેનાર (ग्राहक) નાં નામ કહ્યા પછી લખ્યું છે કેઃ—

"आपणी भूमि साह सामलना पाडा मध्ये हूती ते भूमि राज्यटंक्का ८०४ आंक आटसइ चिरोत्तर माटइ वेचाती परी. आसारथा विण्हू जादव लाखा सारणनइ आपी सही । ते भूमि परी॰ आसइ रथाइ विण्हूप जादवइ लाखइ सारणइ आपणइ कयजि करी द्राम पकं मूठि गिणी आप्या सही । ते द्राम सो॰ लइइ लाडणइ संघइ काशोइ आपणइ जमणइ हाथि संभाली लीधा सही । पूर्व पश्चिम थे॰ कसा अचा घनाना फहर लगइ गज १६। तथा उत्तर दक्षण दालीया लाडण जीवा (गांगा) महिराज पक-ढाली पछीतथी याट सूधा गज ३५ । पथम जमलइ सर्व थै गज ५६० अंके पांचसइ साठि पूरा । अथाघाटः, पूर्व थे. कसा अचा घनानूं फलीह । दक्षण दालीया लाडण जीवा गांगा महिराज । पश्चम परी. दमा आसा सूदानूं फलीह । उत्तरं हीडयानु मार्ग शेरीनु । तथा पवं विधा भूमिः परी॰—आसारथा विण्हू जादव लाखा सारण आचंद्रार्क भोगव्या । लहूआ लाडल शंधा काशीदास संबंधो नास्ति । प भूमि नइ किधइ को दावु करइ तेह नइ लहुआ लाडल शंधा काशी मोछवइ ।

હાલના દસ્તાવેજોમાં આમાંની भूमिनुं 'ભોમ' द्रामनुं 'દામ' અને आघाटनुं 'ખુંટ' થયું છે. पक मूठि गिणी आप्या જતું રહ્યું છે અને હવે તો 'રોકડા મુંબઇગરા ગણી આપ્યા છે' એ વાક્ય દાખલ થયું છે. मोछवइ ને ઠેકાણે હવે 'મન મનાવે' વપરાય છે. फहर નો 'ફરો' जमलइनुं 'જુમલ્લે' फलीहनुं 'ફળીઉં' એ ફેરફાર પણ થયા છે. પણ તે ફક્ત દસ્તાવેજોનીજ ભાષાના નથી, પણ સામાન્ય ભાષાના છે.

[1] આ દસ્તાવેજો રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે કૃપા કરી મને વાંચવા આપ્યા છે તે માટે હું તેમનો આભારી છું.

આદિ કવિ કહી શકાશે નહિ; કેમકે તેમના પોતાનાજ શબ્દોમા કહિયે, તો તેમનુ સુરતસંગ્રામ કાવ્ય '**अपभ्रष्ट गिरा**' મા એટલે કે **अपभ्रंश**મા છે. જેવી રીતે આપણા આ આદિ કવિના ઉત્તમ કાવ્યની ભાષા **अपभ्रंश** નામે ઓળખાવ્યા છતા ગુજરાતી જ છે, તેવી રીતે હેમાચાર્યની **अष्टाध्यायी** નો **अपभ्रंश** તે ગુજરાતી જ છે. જેટલે દરજ્જે વૈદિક ભાષા જે સામાન્ય રીતે **संस्कृत** નામથી ઓળખાય છે, તે લૌકિક **संस्कृत**થી ભાષા-શાસ્ત્રીની દ્રષ્ટિએ ભિન્ન છે, તેટલે દરજ્જે અથવા તેથી પણ વિશેષ આ **अपभ्रंश** જે **प्राकृत** નામથી પ્રસિદ્ધ છે તે **महाराष्ट्री** આદિ **प्राकृत**થી ભિન્ન છે. **प्राकृत**નુ વ્યાકરણ કલેવર **संस्कृत** વ્યાકરણના મુળતત્વોનું બધાયલુ છે જે Synthetical stage એટલે સમસ્ત દિશામા **संस्कृत** છે તેજ દિશામા નિર્દિષ્ટ **प्राकृत** છે. **संस्कृत** નાજ રૂપાખ્યાનના પ્રત્યયો ઘસાયલા ઘસાયલા **प्राकृत**મા કાયમ રહ્યા છે. **अपभ्रंश**મા એ પ્રત્યયો છેકાછેક ઘસાઈ જઈ તેમની જગા નવા પ્રત્યયોથી પુરવામા આવે છે. નામનુ પ્રથમના એક વચનનુ **प्राकृत** રૂપ અને ક્રિયાપદનુ વર્તમાન કાળનું અંગ એ **अपभ्रंश** મા મૂળ બને છે ને તેના ઉપર સમગ્ર રૂપાખ્યાનની ઈમારત બધાય છે. એ રીતે જેને Analytical stage એટલે વ્યસ્ત દશા કહે છે તેમા **अपभ्रंश** ભાષાને પ્રવેશ કરતી આપણે જોઈએ છીયે.

**ગુજરાતી ભાષાના ત્રણ યુગ.**

વાસ્તવિક રીતે ગુજરાતી ભાષાના ત્રણ યુગ છે. ઈસવી સનના દસમા અગિયારમા શતકથી ચૌદમા શતક સુધીનો પહેલો યુગ; પંદરમા શતકથી સતરમા શતક સુધીનો બીજો અને તે પછીના શતકોનો ત્રીજો. પહેલા યુગની ભાષાને **अपभ्रंश** કે પ્રાચીન ગુજરાતી નામ આપવું ઘટે છે બીજા યુગની ગુજરાતી જે સામાન્ય રીતે હાલમા જુની ગુજરાતીના નામથી ઓળખાય છે. તેને મધ્યકાલીન ગુજરાતી કહેવી યોગ્ય છે. ત્રીજા યુગની ગુજરાતીને અર્વાચીન ગુજરાતી સંજ્ઞા આપવામા મતભેદ હોય જ નહિ. પહેલા પાચ શતકોની ભાષા ગુજરાતી છે તેની પ્રતીતિ સારૂ કાલક્ષેપનો ઉપાલભ વ્હોરીને પણ નતકવાર ઉદાહરણ આપવાની જરૂર છે. એ પાચ શતકના સાહિત્યને ગેરઈનસાફ થયો છે. કેમકે મધ્યકાલીન ગુજરાતીને જ પ્રાચીન કાવ્ય ત્રિમાસિક અને પ્રાચીન કાવ્યમાળાના અભિમત તની ગુજરાતી ગણના ના પાડે છે, ત્યા પ્રાચીન ગુજરાતીનો તો ધડોજ થતો કેવો ' માતપિના ગોટા ઊકરાને ઈનકાર કરી નસાડી દેરવે

ને ન્હાના બાળકને જ કબુલ રાખે તેના જેવું આ તો થાય છે. અવમાનિત સાહિત્યની શોધખોળ થતી નથી, અભ્યાસ થતો નથી, ચર્ચા થતી નથી ને તેને ન્યાય મળતો નથી. આંધળે બ્હેરૂં કુટાય છે ને ગુજરાતી અગુજરાતીની યોગ્યતા તપાસાયા વગર અવગુણ વેતરાયાં જાય છે. વગર ઓળખ્યે અથવા ભુલમાં ભુરકાઈ અજ્ઞાનના અંધારામાં પ્રકાશની રાહ જોયા વગર આપણે આપણા સાહિત્ય વડની જમીનમાં ઉંડી ઉતરેલી વડવાઈઓ વાઢી નાંખવા પ્રવૃત્ત થઈએ છીયે. આ સાહસ અટકાવવા તેતે શતકની ભાષાનાં ઉદાહરણ નીચે આપવામાં આવે છે.

**પંદરમા ચૌદમા શતકનું ગુજરાતી.**

શ્રીકૃષ્ણના ભક્ત નરસિંહ મહેતાને જૂનાગઢના શિવભક્ત રા મંડળિક સાથે વાદ પડ્યો, તે અરસામાં ઉતારાયેલા **वसन्त-विलास** માંથી કેટલીક કડીઓ પ્રથમ આપીયે છીયે. એ કાવ્યની એક લિખિત પ્રત ડેકન કૉલેજના સરકારી સંગ્રહમાં પણ છે. જૂનાં ગુજરાત શાળાપત્રમાં પૂર્વે એ કાવ્ય મારા તરફથી છપાયું હતું. એમાંથી દસજ વૃત્ત અહિં ઉતારું છું.

खेलन वा वि सुहाली (जाली गूरख विश्राम) ।
मृगमदपूरि कपूरिहिं पूरि हिं जल अभिराम ॥
अभिनव परि शिणगारी नारी रमइं विसेसि ।
चन्दन भरइं कचोली, चोली मण्डन रेसि ॥
कामुक जन मन जीवन नीं वन नगर सुरङ्ग ।
राजु करइं अभङ्गिहिं रङ्गिहिं राउ अनङ्ग ॥
कुसुम तणूं करि धणह रे गुण ह ममरलामाल ।
लख लाघवि नवि चुकए मूकए सर सुकुमाल ॥
इम देखी रिद्धी कामनी कामनी किंनरकण्ठि ।
नेहगहेली मानती मानती मूकइं गण्ठि ॥
केसू कली अति वांकुडी आंकुडी मयणची जाणि ।
विरहिणीनां इणं कालि ज कालिज काढइ ताणि ॥
सकल कला तुं निशाकर शा करं सहरि संताप ।
अवला म मारि कलङ्की शङ्की भ्या हयं पाप ॥
वहिन रहि नहीं मनमथ मन मथतु दीह राति ।
अङ्ग अनोपम शोषए पोषए बहरणि राति ॥

विरह सहू ते मागलु कामलु करलउ पेखि ।
वायसना गुण चरणए अरण ए त्यजइ विशेखि ॥
मुख आगलि तूं मलिनरे नलिन जई जलि नाहि ।
दन्तह वीन दिखाडि म दाडिम तूं मुख माहि ॥

ઉપરના ઉતારામાં નરસિંહ અને પદ્મનાભમાં મળી આવતો चो પ્રત્યય, ભાલણમાં મળી આવતું करं રૂપને પદ્મનાભમાં મળી આવતો लउ પ્રત્યય વિદ્યમાન છે. તે ઉપરાંત જેને બીજી કે ચોથી વિભક્તિ કહે છે તેના અર્થમાં प्राकृत દ્વિતિયાબહુના दन्तह રૂપનો પ્રયોગ એમાં ધ્યાન ખેંચે છે. વળી અર્વાચીન હિંદી મરાઠીના સામાન્ય કૃદંતનું પૂર્વરૂપ खेलनहे. વ્યા. ૮ । ૪ । ૪૪૧ । तुम तवे मणाणहमणा हमणाहं च। સૂત્રની સ્મૃતિ આપે છે, તથા પ્રાચીન ગૂજરાતીનો रेसि પ્રત્યય हैं. વ્યા. ૮ । ૪ । ૪૨૫ । तादर्थ्ये केहिं—तेहिं—रेसि—रेसिं—तणेणाः । સૂત્ર યાદ દેવરાવે છે. આ રૂપને પ્રત્યય પંદરમા શતકથી જુના હોવાથી આપેલો ઉતારો ચૌદમા શતકની ભાષાનું પણ ભાન કરાવવા સમર્થ છે. આથી તે શતકની ભાષાના દ્રષ્ટાંત प्राकृत पिंगल सूत्रमांથી શોધતા નથી એ ગ્રંથમાં લક્ષણ આપ્યાં છે તે મધ્યકાલીન ગૂજરાતીમાં છે; ને ઉદાહરણો પણ મોટે ભાગે તેજ ભાષામાં છે.

**તેરમા શતકનું ગુજરાતી.**

તેરમા શતકની લોકભાષાના ઉદાહરણ મેરતુંગ પુરાં પાડે છે. એણે प्रबन्ध चिन्तामणि રચ્યાની સાલ ઈ. સ. ૧૩૦૫ છે. તેથી મધ્યમ ગણનરીએ એના પ્રબંધોમાંનું અપભ્રંશ સાહિત્ય તેરમા શતકનું લેખિયે છીયે નીચેના દુહા मुञ्जराजप्रबन्ध માંથી લીધા છે.

मुञ्जु भणइ मुणाल वइ जुव्वणु गयउ म झूरि ।
जइ सक्कर सय खण्ड थिय तोइ सु मिट्ठी चूरि ॥
जा मति पच्छइ सपजइ सा मति पहिली होइ ।
मुञ्जु भणइ मुणालवइ विघन न वेढइ कोइ ॥
झोली तुट्टिवि किं न मुअउ किं न हुउ छारह पुञ्ज ।
घरि घरि भमाडी यइ जिम मकड तिम मुञ्ज ॥
सायर खाई लङ्क गड गड वइ रावण राउ ।
भग्ग खयइ सवि भञ्जि गय मुञ्ज म करउ विसाउ ॥

નીચેનાં ગણકદેવીના વચનો સિદ્ધરાજ પ્રબંધમાંનાં ધ્યાન ખેંચનારાં છે.

तइं गढुआ गिरनार काहु मणि मच्छर धरिउ ।
मारितां खेंगार एकु वि सिहरु न ढालिउ ॥
जेसल मोडि म वाह वलि वलि विरूउ भावि यइ ।
नइं जिम नवा प्रवाह नवघण विणु आवइ नहि ॥
वाटी तउ वढवाण वीसारतां न वीसरइ ।
सोनासमा पराण भागावह तइं भोगवइ ॥

નીચેનાં સુભાષિત પણ મન હરે એવાં છે.

जइया रावणु जाइउ दहमुहु इक्कसरीउ ।
जणणी वीहली चिंतवइ कवणु पिया विह खीरु ॥
एहु जम्मु गयु नग्गउ भडसिरि खग्गु न भग्गु ।
तिक्खां तुरां न मणिआं गोरीगलइ न लग्गु ॥
कसु करु पुत्तकलत्तधी कसु करु करसण वाडि ।
आइवु जाइवु एकला हत्य विन्निवि झाडि ॥

**બારમાં અગીયા-રમા શતકનું ગુજરાતી**

હવે અપભ્રંશ કિંવા પ્રાચીન ગુજરાતીનાં વ્યાકરણ આદિપ્રવર્તક અને પ્રાકૃત બોલીઓના પાણિનિ જે હેમાચાર્ય તેની अष्टाध्यायीમાંથી ઉદાહરણ ઉતારિયે છિયે. એ સમર્થ ગુર્જર ગ્રંથકારનો સમય ઈ. સ૦ ૧૦૮૮–૧૧૭૨ છે. આથી એના અપભ્રંશ ખંડમાં સંગ્રહેલુ સાહિત્ય બારમા અને અગિયારમા શતકની લોક-ભાષાના દ્રષ્ટાંત તરીકે લેઈયે છીયે.

वायसु उड्डावन्ति अइ पिउ दिट्ठउ सहसत्ति ।
अद्धा वलया महिहि गय अद्धा फुट्ट तडत्ति ॥
हिअडा फुट्टि तडत्ति करि काल क्खेवें काइं ।
दे क्खउं हय विहि कहिं ठवइ पइ विणु दुक्खस याइं ॥
साहु वि लोउ तडप्फडइ वड्डत्तणह तणेण ।
वड्डप्पणु पुणु पाविअइ हत्थि मोकलडेण ॥
जइ न सु आवइ दुइ घर कांइ अहो मुहु तुज्झु ।
वयणु जु खण्डइ तउ सहिए सो पिउ होइन मुज्झु ॥
जइ स सणेही तो मुइअ अह जीवइ निन्नेह ।
विहिंवि पयारेहिं गइ अधण किं गज्जइ खल मेह ॥

बप्पीहा पिउ पिउ भणवि कित्तिउ रुअहि हयास ।
तुह जलि मह्नु पुणु वल्लहइ बिहुंवि न पूरिअ आस ॥
हिअइ खुडुक्कइ गोरडी गयणि धुडुक्कइ मेहु ।
वासारत्ति पवासुअहं विसमा संकडु एहु ॥
तं तेत्तिउ जलु सायर हो सो तेवडु वित्थारु ।
तिसहे निवारणु पलु विनवि पर धुध्धुअइ असारु ॥
जं दिट्ठउ सोमग्गहणु असइहिं हासउ निसङ्कु ।
पिअमाणु स विच्छोहगरु गिलि गिलि राहु मयङ्कु ॥

अन्ने ते दीहर णअण अन्नु तं मुअजु अल्लु ।
अन्नु सु घणथणहारु तं अन्नु जि मुहकमलु ॥
अन्नु जि केस कलावु सु अन्नु जि पाउविहि।
जेण णिअम्बिणि घडिअ स गुणलायण्णनिहि ॥

पिअसंगमि कउ निद्दडी पिअहो परो क्खहो केम्व ।
मइं बिन्निवि विन्नासिआ निद्द न एम्व न तेम्व ॥
जाइज्जाइ तहिं देसडइ लब्भइ पियहो पमाणु ।
जइ आवइ तो आणिअइ अहवा तं जि निवाणु ॥
जइ पवसन्ते सहु न गय न मुअ विओएं तस्सु ।
लज्जिज्जइ संदेसडा दिन्तिहिं सुहय जणस्सु ॥
खज्जइ नउ कसरक्केहिं पिज्जइ नउ घुण्टेहिं ।
एम्वइ होइ सुहच्छडी पिएं दिट्ठें नयणेहि ॥
सिरि जरखण्डी लोअडी गलि मणियडा नवीस ।
तोवि गोट्ठडा कराविआ मुद्धए उट्ठ वईस ॥
अवभा लग्गा डुङ्गरिहिं पहिउ रडन्तउ जाइ ।
जो एहा गिरि गिलणमणु सो किं धणहें धणइ ॥
सिरि चडिआ तोडन्ति फल पुणु डालइं मोडन्ति ।
तोवि महद्दुम सउणाहुं अवराहिउ न करन्ति ॥

નીચેના બે દુહા મુન્જ રાજાને લગતી પ્રાચીનતર લોકકવિતાના હોઈ લક્ષ રોકે છે.

रक्खइ सा विसहारिणी ते कर चुम्बिवि जीउ ।
पडि बिम्बिअ मुञ्जालु जलु जेहिं अडोहिउ पिउ ॥
बाह विछोडवि जाहि तुहुं हउं तेम्वइ को दोसु ।
हिअ अट्ठिअ जइ नीसरहि जाणउं मुञ्ज सरोसु ॥

હેમાચાર્યનો સમય ગોરો છે સહજ ભાવે ભાગવત આદિ માન્યો તેમના સમયમાં આવતા તે પહેલા રચાયેલા હતા અને અપભ્રંશ સાહિત્ય એટલે કે પ્રાચીન ગુજરાતી સાહિત્ય ખાસ ખેડાયેલું હતું, તેની એમના ઉતારામા આપણને ઝાંખી થાય છે વળી, ગીતગોવિંદમા કવિ જયદેવે ગીત ગોવિન્દ થી ગ્રામ્યજનોની પ્રીતી ગઈ તે પહેલા ગુર્જર ભૂમિમા એ રસ રાજના અધિષ્ઠાનની અને એ રાસેશ્વરીની પ્રેમકથા અપભ્રંશ કવિઓ ગાઈ ગયા હતા, તેનુ પણ સંગૃહિત વચનોથી ભાન થાય છે. પરંતુ એ બધા ફકરા અહિં ઉતારવા જેટલો અવકાશ નથી આ ટુંકી નોંધ, ગુજરાતી સાહિત્યના આરંભનો અવધિ અગિઆરમા શતકની પણ પૂર્વે જાય છે. તેનો સહજ ખ્યાલ આપવા માટે છે

**બીજો અપભ્રંશ નિર્દેશ.**

प्राकृतद्वयाश्रयने નામે પ્રસિદ્ધ कुमारपाल चरित ના છેલ્લા સર્ગનો પાછલો ભાગ હેમાચાર્યે અપભ્રંશમા રચેલો છે મુંજરાજના સમયમા થયેલા અમિતગતિના સાહિત્યનો સહજ શિષ્યનો छन्दमोचपसी પણ અપભ્રંશમા છે વળી મહાકવિ કાલિદાસના विक्रमोर्वशीयના ચોથા અંકમા જે પ્રક્ષિપ્ત ભાગ મળી આવે છે તે પણ અપભ્રંશમા છે साहित्यदर्पणના કર્તા વિશ્વનાથ कर्णपराक्रम નામે षट्पक બદ્ધ મહાકાવ્ય અપભ્રંશમા રચાયાનું લખે છે જૈન ભંડારોમા બારીક તપાસ કરાશે તો ઘણા અમૂલ્ય રત્નો નીકળી આવવાનો સંભવ છે અપભ્રંશ સાહિત્ય બહાર પડવાથી આપણી ભાષાની તેમજ બંગાળી, હિંદી, મરાઠી વગેરે બીજી પણ અર્વાચીન ભાષાની ઉત્પત્તિ ઉપર અપૂર્વ પ્રકાશ પડશે. બૌદ્ધોની પાલી અને જૈનોની अर्धमागधी वैदिक महासंस्कृत સાથે જે સંબંધ ધરાવે છે, તેના કરતા પણ વધારે નિકટનો સંબંધ આપણી અપભ્રંશ ભાષા સાથે એ બધી ભાષાઓ ધરાવે છે

**પ્રથમ યુગનુ સાહિત્ય.**

ઉપરની હકીકત ધ્યાનમા લેતા ગુજરાતી સાહિત્યની મર્યાદા હજારેક વર્ષની થવા જાય છે આટલું જૂનું સાહિત્ય તેની ભગિનીઓના ભંડારમા મળી આવતુ નથી, તેને લીધે એ સવિશેષ ઉત્તેજક મૂલ્યવાન બને છે એ સાહિત્યના આપણે ત્રણ યુગ પાડ્યા હતા પ્રથમ યુગનું પ્રાચીન ગુજરાતી સાહિત્ય નિર્મળ પ્રેમભાવના પોષતુ ને ઉજ્જ્વળ દેશભક્તિ-

થી ઉભરાતુ ઉત્સાહપૂર્ણ છે. જે કાળમા જેવી દેશની સ્થિતિ, તેવુ તેનુ તે કાળનું સાહિત્ય હોય છે મહારાણી ઈનિઝાબેથના રાજ્યકવિથી આજ પર્યંત આપણા પ્રતાપી રાજકર્તાઓનો ઉત્તરોત્તર અધિકાધિક ઉદય થતો આવ્યો છે, તો તેમનુ સાહિત્ય પણ એ સદીઓનુ પરમ તેજસ્વી અને ઉત્કર્ષશાળી છે ઈસવી સનની અગિયારમી, બારમીને તેરમી સદી ગૂજરાતના પરમ અભ્યુદયની હતી સાચિયા અને લુગરાને શાસન થતા કરી વ્યાપાર જળમાર્ગે ને સ્થળમાર્ગે ધમધોકાર ચાલી રહ્યો હતો દેશનો ઉદ્યોગ ખીલાવવાને માટે બહારથી શિલ્પીઓ તેડાવી વસાવ્યા હતા. કુરુક્ષેત્ર, પાંચાલ, શુરસેન, પ્રયાગ, અયોધ્યા આદિસ્થળના શ્રોત્રિય બ્રાહ્મણોને આણી દેશમા જુદે જુદે સ્થાને સ્થાપ્યા હતા વિદ્વાનોને સંપુર્ણ આશ્રય મળી રહ્યો હતો, તે એટલે સુધી કે હેમાચાર્યનું વ્યાકરણ હાથીની અંબાડીમા રાજદરબારી સવારીના ઠાઠથી મોટી ધામધુમ સાથે મહારાજ સિદ્ધરાજના સરસ્વતી ભંડારમા પધરાવવામા આવ્યુ હતું સિંધ, માળવા, કનોજ, અયોધ્યા, ચેદિમંડળ, અપરાંત અને ચૌલમંડળ પર્યંત દિગ્વિજયી ગુર્જર વીરોની વીરહાક ગાજી રહી હતી આવા સમયના સાહિત્યમાં ગુજરાતની જાગ્રતી અને સ્વદેશ પ્રીતિની જ્યોતિ ઝળુકી રહે તે સ્વભાવિક છે. સાહિત્યના ઉત્કર્ષ સાથે દેશનો ઉત્કર્ષ સંધાયલોજ છે તાખી નજર ના પહોચે એવા જે પ્રાચીન યુગમા પ્રકૃતિની વિવિધ વિભૂતિમા પ્રકાશતા દિવ્ય સત્ત્વનો મહિમા ઋષિઓએ ગાયો, તેજ યુગમા આર્યોના આધિપત્યે આર્યાવર્તને આર્યાવર્ત બનાવ્યો, જે સમયે ઉપનિષદ્ સાહિત્યની પરમોજ્જ્વળ બ્રહ્મભાવના પ્રગટી, તે સમયે ગાર્ગીવિદગ્ધ આદિ મહિલાઓ પૂજાઈ અને અરુંધતિ સપ્તર્ષિની પંક્તિમા માન્યપદ પામી જે જમાનાએ રામાયણ અને મહાભારત જેવી વિશ્વવિખ્યાત વીરસંહિતાઓને જન્મ આપ્યો, તેણે ભારત ભુમિની નૈતિક ને આધ્યાત્મિક ઉન્નતિ પણ જોઈ જે વખતમા બુદ્ધ ભગવાનના ઉદ્બોધક વચનોના વિપાકક સૂત્રો ગૂથાયા, તે વખતમા વિશ્વવિજયી સીકંદરના સમર્થ અનુયાયીઓએ સાર્વભૌમ ચંદ્રગુપ્તની અને તેના મહા પ્રતાપી પૌત્ર અશોકની મૈત્રી શોધી, જે કાળમા વિશુદ્ધ દાંપત્ય પ્રીતિનું આદર્શ **મેઘદૂત** ઉદ્ભવ્યુ, તે કાળમા જગત ખાટે સ્વર્ગતુલ્ય પાછુ મેળવ્યુ. ઉત્કર્ષ કાળનું સાહિત્ય આ રીતે ઉત્સાહ પૂર્ણ હોય છે ગૂજરાતી સાહિત્યનો પ્રથમ યુગ તે ગૂજરાતના ભવ્ય ઉદયનો હતો તેથી તે યુગના સાહિત્યમા પુરા પરાક્રમનું ગંભીર ગાન છે. મહાન યતિ હેમાચાર્યના

મૂલ્યવાન સંગ્રહમા એક વાર ફરીને આપણે ચક્ષુપાત કરિયે જ્યારે યદ-ચ્છાએ સગૃહીત સુભાષિત આવા રસ પૂરનારા છે, ત્યારે તે સમયનું ઉદ્દેશ-પૂર્વક રચેલુ સાહિત્ય તો કેવુ ઉત્તેજક હશે તે કલ્પના ગમ્ય છે. સંગ્રહમાના થોડાંક વચન આપણે આપણા કાર્યંગર ઉતારિયે છિયે

धवलु विसूरइ सामि अहो गरुआ भर पिक्खेवि ।
हउं किं न जुत्तउ दुहुं दिसिहिं खण्डइं दोण्णि करेवि ॥
भल्ला हुआ जु मारिआ बहिणि महारा कन्तु ।
लज्जेज्जं तु वअंसि अहु जइ भग्गा घरु एन्तु ।
जो विउ कासु न वल्लहउ धणु पुणु कासु न इट्ठु ।
देण्णिवि अवसर निवडि अहिं तिण सम गणइ विसिट्ठु ॥
अम्हे थोवा रिउ बहुअ कायर एम्व भणन्ति ।
मुद्धि निहालहि गयणयलु कइजण जोण्ह करन्ति ॥
महु करन्त वे दोसडा हेल्लि म झङ्खहि आलु ।
देन्तहो हउं पर उव्वरिअ जुज्झन्त हो करवालु ॥
जइ भग्गा पारकडा तो सहि मज्झु पिएण ।
अह भग्गा अम्हहं तणा तो तें मारि अडेण ॥
पुत्तें जाएं कवणुगुणु कवगुणु कवणु मुएण ।
जा बप्पीकी भुंहडी चम्पिज्जइ अवरेण ॥
महु कन्तह गुट्ठट्ठिअहोकउ झुम्पडा वळन्ति ।
अह रिउरुहिरें उल्हवइ अह अप्पणें न भन्ति ॥
सरिहिं न सरेहिं न सरवरेहिं नहि उज्जाण वणेहिं ।
देस रवण्णा होन्ति वढ निवसन्तेहिं सुअणेहिं ॥
हिअडा जइ वेरि अ घणा तो किं अब्भि चडाहुं ।
अम्हाहिं बे हत्यडा जइ पुणु मारि मराहुं ॥
पाइ विलग्गी अन्त्रडी सिरु ल्हसिउ खन्धस्सु ।
तो वि कटारइ हत्थडउ बलि किज्जउं कन्तस्सु ॥

આ યુગના પૂર્વ ભાગમા સસ્કૃત અલકાર પ્રસ્થાનની અસર અપભ્રંશ સાહિત્ય ઉપર થતી જોવામા આવે છે.

**અલંકાર પ્રસ્થાનની અસર**

સમસ્યાપૂર્તિ શ્લેષ આદિ સભારજની કવિતા અને શુભાષિતના મુક્તક આ સમયમા સંસ્કૃત ની પેઠે અપભ્રંશમાં પણ રચાય છે એ યુગના ઉત્તર ભાગમા

રજપૂત રાજ્યની અવનતી થાય છે ને મધ્યકાલીન ગૂજરાતીના યુગમાં તો દેશ પરચક્ર નીચે કચરાય છે પરંતુ પેશવાઈનું લોપ થયા છતાં પેશવાઈએ આપેલો વેગ મરાઠી સાહિત્યમાં જેમ ટકી રહેલો જોઈયે છીયે,

**મધ્ય યુગમાં પુર્વ યુગનાં આંદોલનો** તેમ રાજ્યની ઉથલપાથલ થયા છતાં પણ ગતરાજ્યના સમયનો વેગ આ મધ્યયુગના આરંભમાં કેટલોક વખત ટકી રહે છે અને **નરસિંહ**, **ભાલણ** અને **પદ્મનાભ** જેવા કવિરત્ન પાકે છે, પરંતુ તેમની કવિતાનો પ્રવાહ જુદે માર્ગે વહે સ્વતંત્ર **નાગર** કવિ નાતજાતની છે અને આનકારિની મર્યાદા ઉલ્લંઘી પ્રત્યગ્દ્રષ્ટિથી રાસલીલા અને દાણલીલામાં ભાગ લેતો ભક્તિ શૃંગારના ઉન્નત પ્રદેશમાં સ્વચ્છંદ ઘુમે છે, વિદ્વાન બ્રાહ્મણ કવિ **कादम्बरी** ને **भागवत** દેશીબદ્ધ ગૂજરાતીમાં **संस्कृत**માંથી ઉતારી પોતાની રસવૃત્તિનો વેગ શમવે છે, ને આશ્રિત નાગર કવિ આશ્રયદાતાના પૂર્વજના પરાક્રમનું યશોગાન ગાઈ હૃદયમાં ઠલવે છે મધ્યયુગના બીજા ગણાવવા જેવા સમર્થ લેખક છે નહિ ભોગ ભાગે સ્થુળ ધર્મ બુદ્ધિ તૃપ્ત કરવા **મહાભારત** **રામાયણ**ના અને ન્હાના મોટા આખ્યાનોના જોડકણા જોડાયના આ સમયમાં મળી આવે છે, અથવા તો સમાન્ય જન સમાજની વિનોદવૃત્તિ સંતોષના વાર્તાઓ ગદ્ય ને પદ્યમાં લખાયલી જોઈયે છીયે **ભાલણ**સુત ઉદ્ધવ **વાલ્મીકિના** **रामायण**નું પ્રતિબિંબ ઉતારે છે **વીરસિંહ** **નાકર** પુરાણીના મુખે સંસ્કૃત કથા સાંભળી માણભટ્ટોના ઉપર ઉપકાર અર્થે પુણ્ય બુદ્ધિથી **भारतना** પર્વો ઘડે છે એ ધર્મ ગહિના પાછળ બહુ કથાભટ્ટો યુગમાં જડી પડે છે વિષ્ણુદાસ, શિવદાસ, દેવીદાસ, મુરારિ, શ્રીધર આદિક કથકોના આખ્યાનોની ને કથાઓની ધર્મમદ નિસરન પ્રગતમાં ખપતી પુષ્કળ થાય છે બોરસદ પરગણાનો વસ્તો

**મધ્ય યુગનું ધર્મમય** આખ્યાન શૈલીમાં વાર્તાની વિનોદ શૈલી મેળવી **સુબોધજીવક સાહિત્ય.** **શુકદેવ**-આખ્યાન રચે છે નાગર વચ્છરાજ જેને પ્રેમાનંદનો શિષ્ય **વીરજી** સુરેખાહરણના આરંભમાં સ્મરે છે, તે સ્રી ચરિત્રની વાર્તામાં બ્રહ્મજ્ઞાનનું ગૂઢ રૂપક સમાવે છે જૈન યતિ **નેમવિજય** ધર્મ અને આચારના ઉપદેશ અર્થે અદ્ભુત કથનનો ઉપયોગ કરે છે એ લેખોની કૃતાર્થતા જમાનાની જરૂરિયાતો પૂરી પાડવાની સાથે સાહિત્ય વૃક્ષના મૂળ સજીવન રાખવામાં સમાપ્ત થાય છે સારસ્વત પ્રસાદ જે પંદરમા શતકમાં પવિત્ર દર્શન દેઈ સોળમા અને

સત્તરમા શતકમાં સોસાઈ સોકાઈને ન છતો જેવો થઈ ગયો હતો, તે અઢારમા શતકમાં પાછો વિસ્તારથી જોસભેર પ્રગટ વહેવા માંડે છે.
આદિ કવિની રસદ્રષ્ટિ ને તત્વદ્રષ્ટિ વિભક્ત થઈ
**વ્યક્તિના પ્રતાપથી** પ્રેમાનંદ અને અખામાં સંક્રાંત થઈ. એકે પોતાની સજીવન રહેલાં મુળ નવું જીવન પ્રેરનારી વાણીથી નૂતન રસિક મંડળ
**નવપલ્લવ થનાં** ઉભું કર્યું અને તેમાં પોતે તારામંડળમાં ચંદ્રવત સુધા સીચતો પ્રકાશ્યો. નાગર ગુરથી ભાષા ભક્તિનો મંત્ર પામી પ્રવૃત્તિનાં પ્રચંડ આંદોલને તેણે સાહિત્યને અનેક દિશામાં અપૂર્વ વેગથી બદલાવ્યું. સંસારીક જીવોનાં પ્રપંચ અને ક્ષુદ્રતાથી સંસાર જેને નીરસ લાગ્યો હતો, એવો બીજો અકવિ મનાવામા માન
ગણતો જ્ઞાની કવિ નિઃસંગ રહી અચળયો રસ ચળ-
**સાહિત્યના સુકવણા-** વામાં ઉઘક્ત રહ્યો અરાઢમા શતકમાં ભાલણના સાહિ-
**માં એક અમરવેલ** ત્યરસિક શ્રોતાને સ્થાને વાર્તાના ચમત્કારના જોગી શ્રોતાજ હતા. એગની રુચીને પોષતુ વાર્તા સાહિત્ય જેનાં મૂળ નેમવિજય વચ્છરાજ વગેરેએ સજીવન રાખ્યાં હતાં, તે રખી-દાસના સીહુજના ચોરાગાં વિસ્તાર પામ્યું. ઓગણીસમું શતક શમગય દુર્બળ સાહિત્યનું છે. તેમાં ઘણે ભાગે ભજનિયાં ને વૈરાગ્યનાં પદ સાહિ-ત્યની પાનખર ઋતુનાં શુષ્ક પત્રવત જ્યાં ત્યાં પથરાય છે. દેશમાં અવ્ય વસ્થા એક છેડેથી બીજે છેડે મચી રહે છે. અશાંતિને લીધે વ્યાપાર અટકી પડે છે. લડાયક ધાડાના ત્રાસથી ખેતીવાડીને ભારે ધક્કો પહોંચે છે. ઉન્નત ભાવના સમર્પનાઈ ધર્મચૈતન્ય ઉપશાંત છે. ગુરૂકુળમાં કેળવ-ણીનો પ્રચાર બંધ પડ્યો છે. એવા સંકટના સમયમાં કરતાલ વગાડી ભજન કીતન ગાઈ અશ્વાસન આપનારા ધુટિયો ભગત, નિરાત ભગત રણછોડ ભગત, તથા ઉત્સાહ અને પ્રવૃત્તિના મુળ બાળી નાખનારા વૈરાગ્યનો બોધ આપનાર નિષ્કુળાનંદ, કેશવદાસ, અલખ બુલાખીરામ જેવાની પદરચનાનોજ વિકાસ થવો શક્ય છે, સાહિત્યના આ સુકવણામાં એકજ વેલી નવપલ્લવ રહી નયનને અને હૃદયને ઠારે છે. તે નર્મદાને તટે ઉદ્ભવી છતાં અન્ય દેશકાળનું પાણી પી ફુલીફાલી જણાય છે. નરસિંહ, ભાલણ ને પ્રેમાનંદનો ઘટ્ટ પરિચય દયારામભાઈની વાણીમાં જોઈયે છિયે; પણ એ ફક્કડ કવિ કોઈનો દેવાદાર રહ્યો નથી. મહેતાને નામે નવાં પદ જોડીને, ભાલણની દશમલીલાનો પોતાની વાણીમાં ઉદ્ધાર કરીને અને

પ્રેમાનંદના ઓખાહરણમા ભાગેભાર ઉમેરો કરીને દયારામે અલ્લીઆણુ વાળી દીધુ જણાય છે. પાછલા સાહિત્યનું સક્ષિપ્ત સમાલોચન અહિં પુરૂ થાય છે. શુક્લપક્ષની અષ્ટમીએ ચંદ્રનુ અર્ધુ બિંબ તેની પુંજથી અજવાળીને સુધાથી સીંચી પ્રકૃતિદેવી બાકીના મડળની ઉજ્જ્વળ રૂપરેખાજ દોરે છે, તેમ આ સાહિત્યના સુધાનિધિના બિંબનું પ્રતિબિંબ પણ અહિં અધુરૂંજ દોર્યું છે. પહેલી પાચ સદીનું સાહિત્ય સંગ્રહાયું નથી–શોધાયુ જ નથી. બીજી પંચશતીના પણ ઉત્તમોત્તમ ગ્રથો હજુ પ્રકાશમાં આવવા બાકી છે નરસિંહનો સહસ્ત્રપદી રાસ પુરો ઉપલબ્ધ નથી **ભાલણનું** **રામ**બાલચરિત ત્રુટિતજ મળ્યુ છે. એનો દશમસ્કધ પ્રકાશકની રાહ જુએ છે. પ્રેમાનંદના ત્રણજ નાટકો છપાયા છે. બીજા આઠ ક્યા છે ? ક્યા છે એના લાખ લાખ પુરના ત્રણ કાવ્યો ? ક્યા **પ્રથીરાજરાસા**ને ટકોર મારતુ વલ્લભે વખાણેલુ કર્ણચરિત્ર ? એ વલ્લભના નવે રસના નોખા નોખા કાવ્યો પણ બધાં પ્રસિદ્ધ થયા નથી. પિતાને પરિતોષ પમાડનારી કૃષ્ણ-વિષ્ટિ પણ શોધી કઢાઈ નથી ગુજરાતી સાહિત્યના ઈતિહાસમાં અત્યંત ઉપયોગી વલ્લભકૃત પ્રેમાનદ કથા પણ પ્રકાશમા અણાઈ નથી. જેટલુ સાહિત્ય બહાર પડ્યુ છે, તે અપ્રસિદ્ધ સાહિત્યના મુકાબલામા થોડું છતાએ મગરૂરી ઉપજાવનારૂ છે, **નરસિંહ** મહેતાના ગોવિંદ ગમન, સુરત સંગ્રામને ચાતુરીમા પર્યેષક હૃદય ગાઢપણુ આર્દ્રાર્દ્ર ભક્તિરસના પારદર્શક પટો ઉકેલે છે. **ભાલણ**ની રામકૃષ્ણની બાળલીલામા રસિક હૃદય **વાત્સલ્યભાવ**ની સુઘડતા જુએ છે. પદ્મનાભના પ્રબળની કવિતા વાચી ઉત્સાહશીલ હૃદય ઉછળ્યા વગર રહેતું નથી ભાગ્યભક્ત પ્રેમાનંદની વાણીની તો વાતજ શી કહેવી ? એના અભિમન્યુ આખ્યાનના વીરરસથી **નાંદોર** દરબારમા રજપૂત સામંત વીરહાક કરી ઉઠયો હતો એના નાટક **સંસ્કૃત** નાટકોની સમોવડી કરે એવા છે એનુ માંધાતા આખ્યાન વાચી હાલકા મનુષ્યને પણ હસવુ દાબી રાખવુ મુશ્કેલ પડે એમ છે એના પુત્ર વલ્લભની બાનીનો ઝોક કોઈ ઓરજ છે પ્રેમાનદના મંડળના વૃદ્ધપ્રસાદ કવિ દ્વારકાદાસના વચનો રોમેરોમ રસ ઉભરાવે છે દયારામ આદિ શૃંગારી કવિની ગરબીઓ લાખોને અદ્યાપિ પણ ભક્તિમાને શૃંગારમા લીન કરી નાખે છે.

કાવ્ય માર્ગમા જુનું સાહિત્ય પરાક્રમી બન્યુ છે ખરુ પણ કાવ્યમાજ સાહિત્યની પરીસમાપ્તિ થતી નથી કાવ્યસાહિત્યમા

**નૂતન સાહિત્યમાં પારસી, મુસલમાન સહોદરની સહકારીતા અપેક્ષિત છે.**

પણ કાલિદાસની સુઘડતા અને શેલી ટેનીસનની ઉન્નત પ્રતિભા, મિલ્ટનની પ્રૌઢતા અને શેક્સપી અરની સર્વદેશી શક્તિના આવિર્ભાવ હજુ અપેક્ષિત છે, તેની સાથે કળાવિધાન અને શૈલી પણ ઘડાય તે અપેક્ષિત છે એ સાહિત્ય મોટા ભાગે પુરાણમૂલક છે, તે સંસારસુધારક થવું પણ ઈષ્ટ છે બીજા સાહિત્યના ભાગો તો ઘણે ભાગે અપૂર્ણજ છે કવિ નર્મદાશંકરના સમયથી ગદ્ય કંઈક ખેડાવા લાગ્યું છે ચરિત્રનિરૂપણ તરફ પણ કંઈક લક્ષ દોરાયું છે સંગીતકળા સંબંધી કંઈક કુતૂહલ ઉત્પન્ન થયું છે પણ હજુ ઘણું બાકી છે બંગાળી ને મરાઠી સાહિત્યના મુકાબલામાં ગૂજરાતી સાહિત્ય પશ્ચાત છે એના સર્વદેશી વિકાસનો આધાર ગૂર્જર ભુમિના પુત્રો હોવાનું અભિમાન ધરાવનાર ઉપર છે સાહિત્યના કાર્યક્ષેત્રમાં જાતિનો, જ્ઞાતિનો, ધર્મનો, કર્મનો કે વર્ણનો ભેદ નથી હીંદુ પારસી, મુસલમાન સર્વે જેમની જન્મભાષા ગૂજરાતી છે, જેમના શિક્ષણનો પાયો ગૂજરાતીમાં નંખાયો છે ને જેમનો વ્યવહાર મોટેભાગે ગૂજરાતીથી ચાલે છે તે પછી પારસી હો હીંદુ હો કે મુસલમાન હો સૌએ સહોદર છે બધાની ગૂજરાતી સાહિત્યના ઉત્કર્ષમાં સહકારિતા અપેક્ષિત છે એક વખત સમશેર બજાવવામાં આગળ પડનાર મુસલમાનભાઈઓ કલમપેશીમાં પાછળ પડવું યોગ્ય નથી જૂની હીંદીના શણગાર રૂપ **પદ્માવતિ** નામે વાર્તા કાવ્યનો કર્તા મુસલમાનજ છે મુસલમાન રાજ્યકાળમાં ઉત્તર હિંદુસ્તાનમાં એવા મુસલમાન કવિઓ અનેક થયા છે હાલ પણ ઉત્તરમાં મુસલમાન શાયરો મશહુર છે જે લાભ ઉત્તર હિંદુસ્તાનના મુસલમાનો હિંદીને આપે છે તે લાભની ગૂજરાતી ભાષા પણ અહિંના મુસલમાનભાઈઓ પાસેથી આશા રાખે તે બરહક છે હિંદુસ્તાનની ગાયનકળા મુસલમાન ઉસ્તાદોએ ખીલતી સજીવન રાખી છે

એવીજ ઉમ્દા ગૂજરાતી સાહિત્ય ખીલવવામાં આપણે તેમની માગીયે છિયે આપણા ઉત્સાહી પારસી બંધુઓ તો સાહિત્યક્ષેત્રમાં આગળજ છે એમના અગ્રેસર લેખકોએ મરહૂમ કવિ દલપતરામે ગુજરીવાણી વિલાપમાં સુરતું આળ ઓઢું પાડ્યું છે તેમ છતાં ઘણા મલબારી, ઘણા તારાપોરવાળા, ઘણા ખબ

**સાહિત્યમાં ભાષાની વિશુદ્ધિ અને એકતા**

ગદાર, ઘણા વાયુચક્રવાતો ચર્ચનાર, ઘણા ઈજીન આદિની તવારીખ લખનાર, ઘણા આરોગ્ય અને વૈદ્યકશાસ્ત્રનું ઉપયોગી જ્ઞાન દેનારનાર, ઘણા દેશપરદેશના ગમુજી એહવાલ આપનારની સાહિત્યોપાસક ટોળામાં ભરતી કરવાને અને ભાષાની એકતા જાળવવાને જરૂર છે પારસીભાઈઓ ઈંગ્રેજીમાં કાંઈ નિયત મેળવવા જે મહેનત લેછે તે મુબારક છે. પણ તે મહેનતના ફળરૂપ તેમના જ્ઞાનનો લાભ ગુજરાતી બોલનારી સર્વ આલમ એક સરખીરીતે લઈ શકે એટલા માટે પારસી બોલીમાં નહિ પણ ગુજ-**રાતી ભાષામાં** તેમના હાથે ગ્રંથો લખાવા ઈષ્ટ છે અમુક ભાગની કે અમુક કોમની બોલીમાં ગ્રંથ લખાવાથી ભાષાની વિશુદ્ધિ જળવાતી નથી, લેખકટોળામાં ફુટ પડે છે, ને લેખનો લાભ સમસ્ત મંડળ લેઈ શકતું નથી આથી સાહિત્યની ભાષાની એકતા અને વિશુદ્ધિ જાળવવા હમેશાં સુધરેલા દેશોમાં લેખકો પોતેજ ભાષા પ્રત્યેની પૂજ્યબુદ્ધિથી, સાહિત્ય પ્રત્યેના ગૌરવથી, અને સ્વબંધુ પ્રત્યેના પ્રેમથી કાળજી રાખતા જોવામાં આવે છે બ્રિટિશ દ્વીપોના એક ભાગનો હો કે બીજા ભાગનો, દેશી હો કે વિદેશી, યુરોપને અમેરિકાનો હો, એશિયા ને આસ્ટ્રેલિયાનો, ગોરો હો કે કાળો, જે કોઈ લેખક ઈંગ્રેજીમાં ગ્રંથ લખવા પ્રવૃત્ત થાય છે તે (King's English) એટલે રાજરૂઢ ઈંગ્રેજીમાંજ લખે છે પારસી બોલી મુકી રૂઢ ગુજરાતી ભાષા વાપરવી કંઈ પારસીભાઈઓને મુશ્કેલ નથી જે વાચનમાળા હિંદુ મુસલમાનો શીખે છે, તેજ પારસીઓ શીખે છે એ વાચન માળાથી સુરતી બોલીનું સુરતીપણું અને કાઠીયાવાડી બોલીનું કાઠીયાવાડીપણું ગયું છે એ વાચન માળામાંથી કેળવાયેલા પારસીઓની પારસી બોલીનું પારસીપણું ઘણે ભાગે ઘસાયું છે પારસીઓમાં મગરૂર થવા જેવું એ છે કે સ્ત્રી શિક્ષણનો બહુ સારો ફેલાવો છે પારસી બાળકીઓ અને હિંદુબાળકીઓ એકજ વાચન માળા વાંચે છે આ જોતાં સામયિક અને નવું સાહિત્યમાં પારસી બોલીના આયુષનો વરતારો ટુંકો જણાય છે પણ એ વરતારો સાચો પાડવાનું પારસી લેખક ગણના હાથમાં છે પારસી રોજીંદા પત્રોના માલીકોના હાથમાં છે, **જ્ઞાન પ્રસારક** સભા જેવી સંસ્થાઓના હાથમાં છે આશા છે કે કેળવાયેલા ઉત્સાહી પારસીભાઈઓ જમાનાના ઝોકને માન આપશે

પારસીભાઈઓ રૂઢ ગુજરાતી ભાષા વાપરતા થાય, તેની સાથે ગુજરાતી ભાઈઓએ પણ સાહિત્યની દિશામાં એક અગત્યનો

**ધર્મ રંગે રંગાયલા સાહિત્યનો સમય ગયો છે.**

ફેરફાર કરવાની જરૂર છે. કેવળ પૌરાણિક (Mythological) સાહિત્યને પડખે શુદ્ધ સંસારી સાહિત્ય તેમણે મેળવું જોઈએ, જેમાં પૌરાણીક કથાઓથી અતવ્દય પારસી અને મુસલમાન ભાઈઓ સુરખો આનંદ લેઈ શકે. આની શરૂઆત થઈ ચૂકી છે. કેવળ ધર્મના રંગે રંગાયલા સાહિત્યનો સમય વીત્યો છે. એક સમય એવો હતો કે જ્યારે સર્વ ઉપદેશ સર્વ જ્ઞાન આપવાનું દ્વાર ધર્મ હતો, પ્રતીતિ શ્રદ્ધાને પ્રીતિ ઉપજાવનારો માર્ગ દેવ કથા હતી, રૂચિ અને આદર પ્રગટાવવાનો પ્રકાર અદ્‌ભુત કથન હતું. સમયબળને અનુસરી આરોગ્ય સંરક્ષણાર્થે સ્નાન શૌચાદિના સામાન્ય નિયમ ધર્મનું અંગ બન્યા; દેશાટનનો લાભ આપનારૂં તીર્થમહાત્મ્ય શત શાખાએ વિસ્તર્યું; નીતિનો બોધ દેનારાં અનેક અદ્‌ભુત ઉપાખ્યાનો ઉદ્‌ભવ્યા; અને જ્ઞાન અને નિર્વાણનો માર્ગ સર્વને માટે ખુલ્લો મૂકનાર ઐતિહાસિક બુદ્ધ ભગવાન ઈશ્વરાવતાર બન્યા. એ જમાનો આજ નથી. જુના જમાનાએ **શીલવતીના રાસને** અને રૌપદર્શિકાને જન્મ આપ્યા, તો નવો જમાનો સરસ્વતીચંદ્રને અને કાન્તાને જન્મ આપે છે. ભૂતકાળમા વ્યક્તિની સ્તુતિના રાસા અને પ્રબંધો રચાતા, તો વર્તમાનકાળમાં સામાજીક સ્થિતિના ઈતિહાસ લખાય છે. પ્રાચીન યુગમા ધર્મના સંરક્ષાર્થે સાધુઓના મહાન્ સંઘો મળતા, ત્યારે અર્વાચીન સમયમાં નાગરી પ્રચારિણી સભા, એક લિપિ પ્રચારિણી પરિષદ, સાહિત્ય પરિષદ જેવા મંડળ ભિન્ન ભિન્ન ભાષાના સાહિત્ય સર્વ-માન્ય કરવા, પોતાની ભૂતપૂર્વ સાહિત્ય સંગ્રહવા, પ્રવર્તમાન સાહિત્યનો સર્વતોમુખ વિકાસ સાધવા સ્થળેસ્થળે મળે છે.

**પૂર્વનું ઉત્તેજક અને પશ્ચિમનું પોષક સાહિત્ય.**

આવા મેળાવડાનું સાર્થક્ય ક્યારે કે જ્યારે આશ્વિનોએ ચ્યવન ભાર્ગવમા નવું જીવન પ્રેર્યું હતું તેવું નવું જીવન વૃદ્ધોમા પ્રેરાય, અને રાજર્ષિ વિશ્વામિત્રના સહચર્યમાં રામલક્ષ્મણ જેમ વીરચર્યામા ઉદ્યુક્ત થયા તેમ યુવકો પોતાનુ પરાક્રમ પ્રકાશવા પગભર થાય. આરંભ મહાન છે. ખંડેર ફરી વસાવવાના છે, ઉજ્જડ પ્રદેશ આબાદ કરવાનો છે, નવા થાણા નાખવાના છે, આપણને ગુગળાવી નાખતી આલંકારિકોની કીલ્લેબંદી આપણે તોડી પાડવાની છે, સાહિત્યના ઉદ્યાનમા જડ નાખી વધેલા નિંદ્ય રોપાઓ નીંદી કાઢવાના છે, ભયંકર

પ્રાણીના આશ્રયભૂત ઝાડી સાફ કરવાની છે, તૃષા છીપાવનારાં જળાશયો ખણવાનાં છે. આબાદી વધારનારી ન્હેરો ખોદવાની છે, ઉત્પન્નની આપલે સરળ કરનારા માર્ગો ઉઘાડવાના છે. આ કામમાં આપણા પૂર્વજો પીઠ પુરી રહ્યા છે. કાવ્ય ક્ષેત્રમાં નવો વિજય મેળવવાને આદિકવિ વાલ્મીકિ આપણને કોકિલકંઠથી તેડે છે. આર્થિક વિદ્યાઓને પુનરુજ્જીવન આપવાને આરણ્યક પાલકાવ્ય હસ્તીના નિર્ઘોષથી પુકારે છે. કુમાર સુકળાઓને ખીલાવવાને વીણા સારતા નારદ સાથે નાટ્યમુનિ ભરત સંજ્ઞા કરે છે. રસાયનાદિક વિદ્યાનો રાગ જગાડવાને વીતરાગ નાગાર્જુન પ્રબોધે છે. સાહિત્યના રાજ્યનો વિસ્તાર કરવાના પ્રયાસમાં સહાયભૂત થવા અનેક અક્ષરદેહધારી સાહિત્યવીરો વ્યૂહબદ્ધ આપણી પીઠે તત્પર ઉભા છે, જેઓમાં આપણા માજી પ્રમુખ માગ મુકાવી મોખરે આવી ઉત્સાહપૂર્ણ મુખમુદ્રાથી આપણને ઉત્તેજે છે. વળી આ તરફ આપણા મહાન રાજ-કર્તા આપણને આગળ દોરવા સન્મુખ તૈયાર છે. બેકન ને સ્પે-સરની સરદારી નીચે તત્વક્ષેત્રમા ઘુમો. શેકસપીયર, મિલ્ટન અને ટેનીસનની સહાયતાથી કાવ્યક્ષેત્રમા આગળ ધસો. પોપ, ગ્રિમ અને મેક્સમુલરના અગ્રેસરપણામા શબ્દવિદ્યા અને પૈરાણુ વિદ્યાના અજાણ્યા પ્રદેશ સર કરો. આ અને બીજા વિષય હાથ કરવામા સાહાય્ય આપવા પશ્ચિમના વિરોની સેનાઓ સજ્જ જ છે. વિજય મેળવવામાં કોઈનો પ્રતિરોધ નથી. પ્રતિરોધક કહીયે, તો, તે આપણું આલસ્યજ છે, આપણો પ્રમાદજ છે, આપણી કર્તવ્ય વિમુખતાજ છે, આપણી હૃદય બીરુતાજ છે, આપણો અનુત્સાહજ છે. આલસ્ય મરડો મા, આલસ્યનેજ મરડી નાંખો. પ્રમાદ ખાઓ મા, પ્રમાદનેજ ખાઇ જાઓ. પ્રવૃત્તિ ધર્મની ભગવદ્દગીતાપનિષદનો નિત્ય પાઠ જ્યા થાય છે, ત્યા અનુત્સાહ ક્યાથી, હૃદય ભીરતા શી, કર્તવ્ય વિમુખતા કેવી ? જેના મનમા રાષ્ટ્રને પ્રબોધવાની ઉર્મિ છે, તેને ઉંઘ-વાનું નથી; જેના મગજમા કંઈ નવું ઉત્કર્ષક કહેવાની પ્રેરણા છે, તેને મૌન ધારવાનું નથી; જેની પ્રતિભામાં વીજળિક શક્તિના અંશ ઝણઝણે છે, તેને જડવત બેસી રહેવાનું નથી. આપણામાં સમર્થ નરનો તોટો ન હોવો જોઈએ. પ્રતિવર્ષ આપણા શારદાપીઠમાથી પદવીધારી નરો સંખ્યા-બંધ બહાર પડે છે. આ આપણા વીરો શુ નિર્વીર્ય છે ? નહિજ નહિ. ત્યારે શુ એમ છે કે કોઈ પૂછે તો જ સહદેવ જોશીની પેઠે તેમના જ્ઞાનનો તેઓ આપણને લાભ આપે ? નાના, તેમ ન હોય. ત્યારે તો

**આપણા શારદા-પીઠના પદવીધારી નરો.**

એકજ દિશામાં તર્ક દોડે છે. સીતાજીની ભાળ કાઢવા નીકળેલા મહાવીરો અરણ્ય ને પર્વત ઓળંગતા ઓળંગતા દક્ષિણ મહાસમુદ્રને તીરે જઈ પહોંચ્યા, ત્યારે નલનીલ સાથે હનુમાન પણ શોચ કરવા લાગ્યા કે હવે શું કરવું ? આ મહા સમુદ્ર શે આળંગાય ? તે ક્ષણે વિચક્ષણ જાંબવાને મારુતિને તેમના સામર્થ્યનું સ્મરણ કરાવી ઉત્સાહ પૂરતાં વચનથી કહ્યું કે ".કવિરાજ ! તમે પણ આમ શોચ કાં કરો છો ? તમારે તો આ મહાસમુદ્ર ગોષ્પદ માત્ર છે." આવી કોઈ જાતની સ્મૃતિ આપણા શારદાપીઠના વીરોને આપવાની જરૂર હોય તો કોણ જાણે ? એમનામાં નિગૂઢ સામર્થ્ય છે. એઓ ચાહે તો, એક વખત મહાન્ શંકરાચાર્યે આકાશ માર્ગે ચાલી જતી સરસ્વતીને યોગબળે આકર્ષ્યાનું કહેવાય છે, તેવી રીતે આ વીરો પણ દ્વીપાંતરમાં જઈ વસેલી સરસ્વતીને અને તેની પૂઠે લક્ષ્મીને પણ એમની વિદ્યાના બળે આકર્ષી લાવે. જે પશ્ચિમમાં છે ને પૂર્વમાં નથી, એવું કેટલું બધું તેઓ અહિં વસાવી શકે એમ છે ? બાળશિક્ષણ, સાર્વજનિક આરોગ્ય, પ્રતિનિધિસત્તાકરાજ્ય આદિ ખાસ પશ્ચિમનાજ કહેવાતા વિષયમાં કેટલું ઉપયોગી જ્ઞાન આપવાનું તેમને સહજ છે ? પશ્ચિમના જનસમાજમાં ઉદ્ભવ પામેલી હિતકારક યોજનાઓ આ દેશના જનસમાજને અનુકૂળ કરવાનું એમનાં અવલોકન અને અનુભવની સત્તાની બહાર નથી. રસાયનવિદ્યાનો ઉપયોગ અપવાદભૂત પ્રો. ત્રીભોવનદાસ કલ્યાણદાસ ગજ્જર તેમના શિષ્યો સિવાય કેટલાએ ઔદ્યોગિક અભિવૃદ્ધિમાં કર્યો ? પ્રાચીન મહાકવિની સૃષ્ટિનાં ભવ્ય ચિત્રોનો ઉપયોગ સદ્ગત ચિત્રકાર રવિવર્મા ઉપરાંત કેટલાએ હૃદયદ્રાવક ચિત્રકળાની ખીલવણીમાં કર્યો ? મિલ, ફોસેટ ને સિજવિકના લેખનું રટણ કરી મી. રાનડે કે સર ફીરોજશાહ. ઓ. મી. ગોકળદાસ કે મી. ગોખલે જેવા અથવા તો દિ. બા. અંબાલાલ સાકરલાલ દેશાઈ કે ઓ. મી. ચિમનલાલ હરિલાલ સેતલવાડ જેવા આર્થિક પ્રશ્નોના ચિંતક કેટલા ઉભા થયા ? ઇંગ્રેજીનો અક્ષર પણ ન ભણનાર સદ્ગત ભગવાનલાલ ઇંદ્રજી શોધખોળમાં યુરોપિયન શોધકોની દમોદમી કરે, એક પરીક્ષા પસાર ન કરનાર રા. બ. રણછોડલાલ છોટાલાલ. સી. આઈ. ઈ. શહેર સુધારાના અટપટા સવાલોનો નિર્ણય આણે, મધ્યમ દરજ્જાની કેળવણી ધરાવનાર સદ્ગત દી. બા. મણિભાઈ જસભાઈ સ્ત્રી કેળવણીનો વિષય હાથ લે, અને આપણા પદવીધારી બંધુઓ તેમાં ચંચુપાત પણ ન કરે એમ કાંઈ હોય ? સદ્-

ગત ગ. સા. મહિપતરામ રૂપરામ નીલકંઠ હરકોઇને જેવું આવડે તેવું લખનાને પ્રેરતા. તેમને કોઈ ન આવડવાનું નામ દેતું તો તેઓ ભાર દઈને કહેતા કે, " ન કેમ આવડે? લખો એટલે આવડશે " માટે આ બંધુઓ પ્રત્યે એટલુંજ કહેવું છે કે શરમાઓ નહિં, સંકોચ ખાઓ નહિ, પોતાને તુચ્છ લેખો નહિ. તમારી પાસેનું મૂલ ન થાય એવું ધન છે. તમે તેને અનુભવથી ઓળખાવો, તમે તેને અવલોકનથી ખીલાવો, તમે તેને ઉપયોગથી બહુનાવો, ને પછી એ ધન તમે તમારા ઓછા ભાગ્યશાળી અશિક્ષિત અથવા અલ્પશિક્ષિત બંધુઓને આનંદકારદાયક થાય એવા રૂપમાં આપો. આપણું લખાણ નામ અમર કરે એવું ન હોય તેની પરવા નહિં. કીર્તિ એ પ્રવૃત્તિનું પ્રવર્તક તત્વ નથી. પ્રવર્તક તો કર્તવ્ય છે. **કર્તવ્યની પરિસમાપ્તિ કર્તવ્યમાંજ છે.** તેનો કર્તવ્યથી ભિન્ન અન્ય ઉદ્દેશ છે નહિં. માતાપિતા સંતાનને ઉછેરે છે, રાજા પ્રજાને પાળે પોષે છે, શ્રીમાન અનાથની સંભાળ લે છે, શેરીમાં રમતા ન્હાના બાળકને રસ્તે જનાર ગાડીઘોડાના ઝપાટામાંથી ઉગારી લે છે, ને નદીમાં તણાતાને તરી જાણનાર તારે છે. એ પ્રત્યેક પ્રત્યેકનું પોતાનું કર્તવ્ય છે, ને તે કરે છે. કરનાર સ્વધર્મ બજાવે છે એજ એનું ગૌરવ છે. ન કરનાર સ્વધર્મમાં ચુકે છે ને દોષિત થાય છે.

**આપણા શિક્ષિત મહેતાજીઓ.**

પદવીધારી સુશિક્ષિત પુરુષો મોટાં શહેરોમાં વહેંચાયલા છે, પણ શિક્ષણશાસ્ત્ર ને શિક્ષણકળાના પ્રમાણપત્ર ધારણ કરનાર ગુજરાતી મહેતાજીઓ બધા દેશમાં ફેલાઈ ગયેલા છે. તેમનો અવકાશનો સમય જે તેમને ગામડામાં ભારે પડતો થઈ પડે છે ને જે તેઓ હલકી ખટપટ કે તુચ્છ કાગભારમાં ગુમાવે છે, તેનો તેમના પોતાના હિતને માટે ને તેમના બંધુઓના હિતને માટે સદુપયોગ કરવા ધારે, તો અનેક માર્ગ છે. જૂના સાહિત્યનો સંગ્રહ કરવાની, સમાજના આચાર વિચારનું અધ્યયન કરવાની, મનુષ્ય કુળની ખાસિયતનું અવલોકન કરવાની, જે મંડળમાં તેમનું જીવન નિર્માયું છે તેમને જ્ઞાન અને સાહિત્યનો રસ લગાડવાની, તેમની વૃત્તિઓ કેળવવાની, તેમને ઉચ્ચ ભાવનાઓ અર્પવાની અને તેમને સર્વ પ્રકારે પોતાની વિદ્વાનો, શક્તિનો અને સુહૃદયતાનો લાભ આપવાની તેઓ અસાધારણ અનુકુળતા ધરાવે છે. બાળકેળવણી એતો તેઓ જે વેતન ખાય છે તેનો બદલો છે. જન સમાજના શિક્ષિત

સામાજીક તરીકેના નિજ કર્તવ્યનો તેમાં સમાસ થઈ જતો નથી કુટુંબમા રહી સેહૃદ્‌ભાવની ઉપેક્ષા કરે તે સ્વધર્મથી ભ્રષ્ટ થાય છે, તેવી રીતે સમાજમા રહી સમાજક બંધુઓ પ્રત્યે બંધુકૃત્યમા જે પ્રમાદ કરે છે તે જનસમાજનો દેવાદાર રહે છે અને સર્વ સમાજના પરમ અધ્યક્ષ જગદીશ્વરનો અપરાધી બને છે જનસમાજ એક સહકારી સંસ્થા છે એ સંસ્થાના સહકારધર્મથી શિક્ષિત સુશિક્ષિત સાધન સંપન્ન ને સાધનરહિત એક સરખા બંધાયેલા છે

**સાધન સંપન્ન બંધુઓ અને સાહિત્યપીઠની યોજના.**

સ્વાગત મંડળના ઈતિહાસરસિક અધ્યક્ષ શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી શોધખોળમા અને ઈતિહાસિક સંગ્રહમા પોતાની સમૃદ્ધિનો સદુપયોગ કરી રહ્યા છે શેઠ ગોકળદાસ તેજપાળ, શેઠ મંગળદાસ નથુભાઈ, શેઠ પ્રેમચંદ રાયચંદ, સર જમશેદજી જીજીભાઈ, સર કાવસજી જહાંગિર, શેઠ જમશેદજી નસરવાનજી તાતા વિગેરે મુંબઈના ધનાઢ્ય ગૃહસ્થોની ઉદારતાની પિછાન આપવી તે સૂર્યચંદ્રને ઓળખાવવા જેવું ગણાય તેમણે કેળવણીની અભિવૃદ્ધિ માટે બહુ કર્યું છે પણ સાહિત્યની સેવામા પોતાનું સર્વધન સમર્પનાર તે ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીને છેવટની વારસદાર કરતી જનાર તો સુરતના સદ્‌ગત શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ જ છે સાધનરહિત બંધુઓને માટે સાધન સંપન્ન ગૃહસ્થો પુસ્તકશાળા ને વાચનશાળા ઉઘાડે છે, તેને માટે તેમને અભિનંદન આપું છું તેની સાથે પુસ્તકશાળાનો પુસ્તકસંગ્રહ મૂલ્યવાન બનાવવા અને વાચનશાળાનું વાચન વજનદાર કરવા સાહિત્યને ઉત્તેજન આપવા સંયુક્ત ભંડોળ ઉભું કરવાની તેમને વિનંતિ છે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીનં પ્રવૃત્તી તેના બંધારણને લીધે એક દેશી છે ફાર્બસ સભાની પ્રવૃત્તિનં દિશા કંઈ ભિન્ન છે પરંતુ તે પણ સર્વતોમુખ નથી સાહિત્યસભામા ઉત્સાહ છે ત્યારે સાધન નથી આ ખોટ પુરી પાડવા સર્વતોમુખ ઉત્તેજન આપનારૂં સાધનસંપન્ન સાહિત્યપીઠ સ્થાપવાની જરૂર છે, કે વિશુદ્ધ ભાવનાવાળુ અને ઉપયોગી જ્ઞાનવાળુ અલ્પમૂલ્ય સાહિત્ય એ એક ગામ જ્યા ગુજરાતી નિશાળ હોય ત્યા સહેલ ઢબથી વહેચ સાહિત્યની ગંગા આંગણે આંગણે વહેતી કરે, જે વધારે મૂલ્યના પુસ્તકોનં અવેતન જંગમ પુસ્તકશાળા સ્થાપી સંગીન જ્ઞાનનો પ્રસાર કરે, કે ભાષણોથી ને નિબંધોથી લોકોના હૃદય કેળવે અને સત્પ્રવૃત્તિને સદુપયોગ

જાગૃત કરે, જે સ્વકાર્યરસિક પગારદાર પુરુષો દ્વારા શોધખોળ ચલાવે, ટુંકામા સાહિત્યનુ સંગ્રાહક, સંરક્ષક, સંવર્ધક, પ્રચારક ને અધ્યાપક મંડળી નીવડે, આવા સાહિત્ય પીઠની સ્થાપના લક્ષ્મીના વિશ્રામભુત ઉત્તમ પુરુષોના હાથમા છે.

**વાચકવર્ગતરફથી સાહિત્યને આવકારની જરૂર છે.**

સાધનરહિત બંધુઓ પણ સાહિત્યની વૃદ્ધિને માટે ઘણુ કરી શકે એમ છે. જેમને અક્ષર જ્ઞાન છે તેઓ સારૂં સાહિત્ય વાચે, તે પણ સાહિત્યની એક અંશે કૃતાર્થતા છે; સારા ભાષણોને અને સારા લેખોને આવકાર આપે, તે પણ તેની કદર છે, બુદ્ધિનો ઉપયોગ કરી સારાનરસાનો વિવેક કરે, તે પણ ઉત્તેજન છે આટલુ કરે તો વાચનાર કયા છે, સાભળનાર કયા છે, સમજનાર કયા છે, કદર બુઝનાર કયા છે એ જે ફરિયાદ ઉઠાવવામા આવે છે, તે દૂર થાય

**સમષ્ટિ શ્રેય માટે વ્યષ્ટિ પ્રવૃત્તિ**

આ રીતે સાહિત્યની અભિવૃદ્ધિમા સર્વની પ્રવૃત્તિને સ્થાન મળે છે. સાહિત્યના ક્ષેત્રમા કોઇનો બહિષ્કાર નથી સર્વનો સહકારી ઉદ્યોગ સ્વીકાર્ય છે સત્સંગીનું મંદિર જ્યારે બંધાય છે, ત્યારે કોઈ સત્સંગી ઈંટો ઉપાડી કે તગારા વહી શરીર વહેવરાવે છે, કોઈ સત્સંગી પત્થર ઘડે છે, વ્હેરે છે કે કોરે છે, કોઈ ઇમારત આરે છે, તો કોઈ પાયા ખોદે છે, કોઈ ચણતર ચણે છે તો કોઈ ચિત્રનુ કામ કરે છે, કોઈ સર્વના ઉપર દેખરેખનો ભાર ઉપાડે છે, તો કોઈ ખરચનો ભાર માથે લે છે. સર્વ પોતાના ગજા પ્રમાણે કાર્યભાગ બતાવી ઉત્સાહ પ્રદર્શિત કરે છે. એ ન્હાના મોટા સૌએ પુણ્યના સરખા અધિકારી છે સર્વ કર્મના સાક્ષી પરમ પુરુષની દૃષ્ટિમા સૌનો પ્રયાસ સરખો આવકાર પામે છે એ ભારવાહક, એ કર્મકાર, એ શિલ્પી, એ સૂત્રધાર, એ સમવેક્ષક, એ ધનદાતા, સંસારી પાળી કે સાધુ સૌ આ મહાનકાર્યમા પોતાના વ્યષ્ટિજીવનને સમષ્ટિજીવનમા હોમે છે આવી સ્વધર્મપરતા, આવી સમષ્ટિ શ્રેયની ભાવના આપણુ સાહિત્યમંદિર બાંધનાને સરસ્વતીના સત્સંગીઓમા ઇષ્ટ છે કાર્યક્ષેત્ર કયા ન્હાનુ છે? સૌને પોતપોતાની યોગ્યતા અનુસાર પ્રવૃત્તિના અનેક માર્ગો ખુલ્લા છે સ્વલક્ષણવતી કવિતા રચવાની પ્રતિભા ધરાવનાર કવિને ઘણા પ્રદેશ અક્ષુણ્ણ છે, તેમાજ તે ઘૂમે એમા સાહિત્યને લાભ છે. જેનાથી

સ્વકલ્પિત લેખ નથી લખાતો, તેને માટે બીજી ભાષામાંથી અનુવાદનો માર્ગ ઉઘાડો છે. કેવળ સ્વભાષાનિષ્ઠ ને સ્વભાષામાં ઘણુંએ કરવાનું છે. અનેક પુસ્તકો ઉધઈ ખાય છે, અથવા પટારામાં કે પોથીમાં અંધારામાં પડ્યા છે, તેમનો ઉદ્ધાર કરવાનો છે. લોકગીત, લોકવાર્તા, રાસા ને પવાડા, શિક્કા ને શાસનપત્ર, શિલાલેખો ને પાળિયા, વહી ને દસ્તાવેજો સંગ્રહનારાના પ્રયત્નની વાટ જુએ છે. હૃદયચક્ષુથી જોનાર ને લોકના રીતરીવાજો, વહેમો અને રૂઢ સંસ્કારો અવલોકન માટે તૈયાર છે. વિદ્યાના રસિકને ન્હાનાં ન્હાનાં પ્રદર્શનો માટે સાધનો ચોતરફ વેરાયેલાં છે. પ્રતિમાવિધાન, ચિત્રવિધાન, સંગીત પરિચય આદિ અનેક કળાઓનો નિરાંતે એકાંતમા અભ્યાસ થઈ શકે એમ છે. સરસ્વતીની સેવાના માર્ગ અનેક છે, જ્યારે દેવપૂજનના પ્રકાર આટજ છે. એક એક માર્ગ અનેક ઉપાસકોને યાવજ્જીવ વ્યાપૃત રાખે એવો વિશાળ છે. શ્રદ્ધાળુ સેવકોના લખલૂટ ધર્મદાયનું શ્રીજીના મુખવાસનું તાંબૂલ બને છે. તેમ પણ છે; ને વિદુરની ભાજી તથા સુદામાના તાંદુલ પણ ભગવાનને બહુ પ્રિય છે, તેમ પણ છે. સરસ્વતી દેવીને પણ સર્વ ઉપાસકોની ખરા હૃદયની સેવા સ્વીકાર્ય છે.

**અસત્યપ્રવૃત્તિ ને તામસી વૃત્તિ અનિષ્ટ છે.**

આ મહાન ઉદ્યોગમાં સંભાળવાનું એકજ છે. અસત્પ્રવૃત્તિ સાહિત્યમાં વર્જ્ય છે, તામસી વૃત્તિ અનિષ્ટ છે, માટે આ પ્રવૃત્તિમય સંસારના સ્વામીનો અનુગ્રહ ઇચ્છી તે પ્રવૃત્તિના પ્રેરકને પ્રાર્થના એટલીજ છે કે,

असतो मां सद्गमय । तमसो मां ज्योतिर्गमय । ओम्
शांतिः शांतिः शांति ।

## ભિક્ષુ અખંડાનંદજી

[ લોકસંગ્રહની દષ્ટિએ સ્વામી શ્રી ભિક્ષુ અખંડાનંદજીની સાહિત્ય સેવા અજોડ છે. પરબ્રહ્મની જોડે તાદાત્મ્ય સાધવાની લગનીવાળા એ આજન્મ વિરાગવૃત્તિધારીએ, ૭ આનાના દેવદારના ખોખાના ટેબલથી શરૂઆત થઇને ગુજરાતને ગામડેગામડે જ્ઞાનથી પરબો પહોંચાડનારી 'સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય' જેવી વિસ્તૃત અને માતબર સ્થિતિએ પહોંચેલી સંસ્થાની ઉત્પત્તિ અને સ્થિતિ કઈ તાલાવેલીથી, કેટલી તનતોડ મહેનત અને કેવી અદ્દભુત ત્રેવડશક્તિ તથા વ્યવહારકુશળતાથી સાધી એની કથા આ નીચેના રેખાચિત્રમાં નથી. વરસોની સતત લોકસેવા પછી આજ પક્ષાઘાતને લીધે અનિચ્છાએ નિષ્ક્રિય થઇ પડેલા એ લોકસેવકના હાથ તળે તાલીમ પામવાનું સુભાગ્ય આ લખનારને મળ્યું છે, અને કોઈ કાળે એ શ્રમસાધ્ય જીવનની વાત આ પાનાઓ ઉપર આપવાની અભિલાષા છે. પરંતુ તે દરમ્યાન, પ્રસિદ્ધિનો સદા અણગમો સેવનાર એ સાચા સંન્યાસીના પૂર્વજીવનની કથા કહેતું આટલું આ રેખાચિત્ર, એવી જ લાંબી તાલીમ પામેલા ભાઈશ્રી ત્ર્યંબકલાલ શુક્લ તરફથી આપણને મળે છે એ પણ એક મોઘી પ્રાપ્તિ છે એમ સમજી 'શારદા'માંથી એ તારવીને આ નીચે ઉતાર્યું છે.] —બ.

સ્થૂળકાય છતાં તેજઃપુંજ સમા ઝગઝગતા ચહેરાવાળા કોઈ સંન્યાસીને, સાથી સાથે અથવા એકાકી, કોઈ દિવસ સંધ્યા સમયે અમદાવાદમા એલિસબ્રિજ ઉપરથી પસાર થતા કે મુંબાઈમાં કાગળોના વેપારીઓને ત્યા જતા આવતા જોયા હોય તો જાણજો કે એ 'ગરીબોને સાહિત્યજલ પાતા, ગુજરાતને ગામડે ગામડે જેના પ્રકાશનો પહોંચી ગયાં છે તે સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના એકનિષ્ઠ સંચાલક કર્મયોગી અખંડાનંદજી.'

વીર વિક્રમનું ૧૯૩૦ મું વર્ષ હતું ખેડા જિલ્લાના બોરસદ ગામમાં જગજીવન ઠક્કર નામના એક હોશિયાર અને ધાર્મિક વૃત્તિવાળા વેપારી હતા. દરિયામાર્ગે વહાણો ભરીને તેઓ માલ મંગાવતા અને પોતાનો લોખંડ, ચિનાઈ વાસણ તથા અનાજનો ધંધોરોજગાર ધમધોકાર ચલાવતા. તેમને હરિબા નામનાં એક પવિત્ર, ધર્માત્મા, સુશીલ, ઉદાર ને દાનશીલ પત્ની હતાં. તેમનો ગૃહસ્થાશ્રમ સુખશાંતિમાં ચાલતો હતો. હરગોવિંદ, શિવલાલ અને મોહનલાલ જેવા ત્રણ ત્રણ ભડવીર દીકરા અને પાર્વતી તથા સદા-

બેન નામની બે દીકરીઓ હતી આખા યે કુટુંબમાં આનંદ આનંદ હતો પૈસેટકે એ કુટુંબ સુખી ગણાતું પણ તેમના ભાગ્યમાં હજી એક પુત્રરત્નને જન્મ આપવાનું નિર્માયેલું હતું તે સૌથી નાના અને છેલ્લા પુત્રરત્ન તે અત્યારના આપણા ભિક્ષુ અખંડાનંદ

જગજીવન ઠક્કરને ત્યાં સવારથી તે સાંજ સુધી કોઈપણ અભ્યાગતને માટે અનાજની લ્હાણી તો ચાલુ જ રહેતી એમનો ધંધોરોજગાર ઘણો સારો ચાલતો અને તેઓ ગામના એક અગ્રગણ્ય સજ્જન ગણાતા મન મેળી અને ભક્તિપરાયણ પણ હતા તેમને ત્યાં સંત મહંતોના અખાડા જામતા અને પંગતોની પંગતો પડતી આવા સાધુહૃદય અને સેવાપરાયણ પિતા તથા ભક્તિમયી માતાના પૂર્વ સંસ્મરો લઈ બાળક લલ્લુએ કોઈ પુણ્ય દિવસે આ સંસારમાં પગલીઓ પાડી

કુળગુરુ મોહનદાસજી સાપર તરફથી પોતાના સંતમંડળ સાથે ગોર મદ આવે ત્યારે જગજીવન ઠક્કરને ત્યાં જ ઉતારો કરતા એક દિવસ મહંતજીનો બેરખો લઈને બાળક લલ્લુભાઈ રમે છે અને એ બેરખાના મણકા ચૂસ્યા જ કરે છે મહંતજી આ જોઈ આશ્ચર્યચકિત થાય છે બાળકની ભવ્યતા જોઈ તેઓ ભવિષ્ય ભાખે છે કે 'આ બાળક ભવિષ્યમાં કોઈ સમર્થ સંન્યાસી નીકળશે' આ વાત સાંભળી કુટુંબમાં ક્ષોભ થયો પણ દિવસો જતાં એ ભુલાઈ ગઈ

સાત વર્ષના થયા એટલે લલ્લુભાઈને કુટુંબના બીજા બાળકો સાથે ઉમિયાશંકર મહેતાજીના હાથ નીચે કક્કો ને એકડા ઘૂંટવા મૂક્યા ત્રણેક વર્ષમાં બારાખડી અને આંક વગેરે પૂરા કર્યાં પછી તેમને ગુજરાતી નિશાળમાં મૂકવામાં આવ્યા

બારતેર વર્ષની ઉમરમાં લલ્લુભાઈએ છ્ઠ્ઠી ચોપડી પૂરી કરી અને તે જ અરસામાં, એટલે સંવત ૧૯૪૩ માં, પિતાશ્રી દેવલોક પામ્યા એટલે આખું યે કુટુંબ ખંભાતથી સાતેક ગાઉ દૂર સારોદ ગામમાં રહેવા ગયું ત્યાં યે દુકાન ચાલતી જ હતી મોટા ભાઈઓ વગેરે ત્યાં જ રહેતા હતા એ બધાને પરણાવી દીધેલા હતા, અને તે જ પ્રમાણે નાના લલ્લુને પણ બાળપણમાં સાતમે આઠમે વર્ષે જોતરૂ વળગાડી દીધું હતું

હવે તો દુકાને બેસવાનું થયું અને બીજું કામકાજ પણ માથે પડ્યું શાળામાં ગોંધાઈ રહેવા પ્રત્યે તિરસ્કાર છતાં વાચનનો રસ જાગેલો

અને હિસાબકિતાબ શીખી લીધેલા. એ વાચનનો રસ તૃપ્તિ શોધ્યા જ કરે, એટલે લલ્લુભાઈ દુકાને બેસે, ઘરાકને માલ આપે ને ગોં પાછું ચોપડીમાં ઘાલે. રાત્રે મંદિરમાં આરતી અને ભજનો થાય તેમાં જાય અને આનંદ કરે. આમતેમ મનોવૃત્તિને અનુકૂળ પડે તેવો જ્ઞાનપ્રાપ્તિનો માર્ગ તેમણે શોધી કાઢ્યો અને તેમાં એટલો બધો રસ લેવા લાગ્યા કે એક સુંદર ભજનિક ગાનાર, ગજાવનાર અને મંડલીના આગેવાન જેવા એ ગણાવા લાગ્યા. ભજનો સાંભળવાનું તો તેમને હજુ યે ખૂબ ગમે છે અને એ વખતની તેમની એકાગ્રતા ને તલ્લીન્તા યોગીના જેવી હોય છે. આ લખનારે કોઇ કોઇ વખત તો એ ભજનમંડળીઓમાં ભિક્ષુજીની આંખોમાં અશ્રુપાત થતો પણ જોયો છે. ભજનાનંદી સ્વામીજી સંન્યાસી થયા પછી પણ પોતાની પાસે નાનકડી સિતાર રાખતા. પાછળથી એ બિચારી પણ બાવાજીને લપ જેવી લાગેલી એટલે તેને ગંગાજીમાં પધરાવી દીધી હતી.

વેપારમાં સત્ય, પ્રમાણિકતા અને નીતિ જાળવીને જે કમાઈ શકાય તે જ કમાવું એવો તેમનો નિયમ હતો અને એ પ્રમાણે વેપાર ચલાવવા છતાં યે લલ્લુ ઠક્કરનો વેપાર સારો ચાલતો હતો, ને ઠીક ઠીક કમાણી થતી હતી.

પણ બીજા ભાઇઓને વેપારની તેમની આવી રીતિનીતિ પસંદ પડી નહિ, એટલે તેમણે પિતાની સંપત્તિ વહેંચી લીધી અને દુકાન ભાગમાં ચાલવા લાગી. વેચાણનું કામ બીજા ભાઈઓએ સંભાળવા માંડયું ને લલ્લુભાઈને માથે મોટે ભાગે ખરીદનું કામ કરવાનું આવ્યું. આ કામ તેમને ગમતું. ગ્રાહકોની સાથે કશી રકઝક કે પંચાતમાં ઊતરવાનું નહિ અને આ કામ તો અવકાશને સમયે સ્વતંત્રતાપૂર્વક થઈ શકતું, સોદો કરીને માલ મોકલવાની વ્યવસ્થા કરી દે પછી તેઓ છૂટા ને છૂટા.

બાહ્ય રીતે કશો ડોળડમાક પસંદ કરતા નહોતા. ટીલાં ટપકાં કરવાની કે હરિકથામાં નિયમિત જવાની તેઓને ઝાઝી પરવા નહોતી. આથી કોઈ કોઈ માણસો તેમને નાસ્તિક, છેલીઆ ને લહેરી તરીકે ઓળખતા; અને તે વખતે તો જુવાન લલ્લુ ઠક્કર બાબરા રાખતા ને છોગાળો ફેંટો પણ બાંધતા.

ત્યાર બાદ છપ્પનનો દુકાળ પડયો ને સંવત ૧૯૫૭ માં તેમનું કુટુંબ પાછું બોરસદમાં રહેવા આવ્યું. એ અરસામાં બોરસદમાં નડિયાદ-

વાળા ગોપાળદાસજી મહારાજે કથા માંડી હતી, તેમાં તેઓ પ્રસંગોપાત જતા આવતા. આ કથામાં તેમને ગીતા ને યોગવસિષ્ઠના વાચનનો રસ લાગ્યો. સંસારમાંથી મન ઊડી જવા ઇચ્છતું અને ઈશ્વરને માર્ગે જતા ભક્તોની આતુરતા તેમનામાં ખીલતી જતી હતી.

શેરખીવાળા વયોવૃદ્ધ પરમહંસ જાનકીદાસજી મહારાજ સાથે તેમને સારો પરિચય હતો આ જાનકીદાસજી મહારાજને તમાકુ પ્રત્યે ખાસ અણગમો હતો લલ્લુભાઈ પણ તે સમયે બીડી, તમાકુના વ્યસનમાં સપડાએલા હતા. મહારાજને કાને વાત આવી. મહારાજે કહ્યું: 'લલ્લુ ઠક્કર! તમે પણ બીડી તમાકુ છોડી શકતા નથી કે?' લલ્લુ ઠક્કર શરમાયા અને જળ મૂક્યું.

હવે તેમના ગૃહસ્થાશ્રમ તરફ વળીએ. તેમના લગ્ન જે બાઈ સાથે થએલાં તેઓ એક ધનવાન ઘરનાં પુત્રી હતાં સંસ્કારિતાના અભાવે પતિદેવની બદલાતી મનોવૃત્તિઓ અને ભાવનાઓ તેઓ સમજી શકતાં નહિ આ કારણોથી લલ્લુ ઠક્કરને કેટલીકવાર ભારે મનોવ્યથા થાય તેવા પ્રસંગો પણ બનતા. છતાં સાચી ઉપરામતા ન જાગે ત્યાં સુધી ગૃહસ્થાશ્રમમાં જ રહેવું એ એમનો નિશ્ચય હતો સંસારના કષ્ટો ને મુશ્કેલીઓથી ભાગી જવું એને પણ તેઓ એક પ્રકારની નિર્બળતા માનતા. સાચી વૈરાગ્યવૃત્તિ સિવાય સાધુતા ને સંન્યાસ શોભતાં નથી એટલે એમણે ૨૮–૨૯ વર્ષની ઉમર થતાં સુધી સંસારના અનેક કડવા અનુભવો થતાં છતાં યે ગૃહસ્થાશ્રમ સારી રીતે ચલાવ્યે રાખ્યો અને તે અરસામાં તેમને એક પુત્ર થયો.

ગૃહસ્થાશ્રમના બીજા અનેક પ્રકારના અનુભવોથી મન ઉપરામ થવા લાગ્યું હતું અને આધ્યાત્મિક દૃષ્ટિ ખીલતી હતી, અને સ્ત્રી, પુત્ર, તેમજ હજારોની સંપત્તિ પડતી મૂકી લલ્લુ ઠક્કર દયાધર્મ માટે છસોએક જેટલા રૂપિયા લઇ સંન્યાસને પંથે પરવર્યા. સંવત ૧૯૬૦ના મહાવદી ત્રયોદશી (શિવરાત્રી) ને દિવસે વૃદ્ધ સ્વામી શિવાનંદજી પાસે સંન્યાસદીક્ષાની વિધિ પુરઃસરથી ક્રિયા સાબરમતીને તીરે અમદાવાદમાં કરાવી આ સંન્યાસની તેમના પત્નીને ખબર પડતાં તેમને ઘણું ઘણું લાગી આવેલું, પશ્ચાતાપ થએલો અને વિરહવેદનામાં ને વેદનામાં ટૂંક સમયમાં જ તેમણે દેહત્યાગ કરેલો તે જ અરસામાં સ્વામીજીને પણ સ્વપ્નમાં એ બાઈનાં દર્શન થએલાં. સ્વામીજીની દૃષ્ટિ નીચે છે, બાઈ હાથ જોડીને ઊભાં છે, ક્ષમા

માગે છે; પશ્ચાત્તાપ કરે છે અને વિલીન થઈ જાય છે, અને સ્વામી અખંડાનંદ અનુપમ જ્યોતિને માર્ગે સંચરે છે.

સાથે લીધેલા છસો રૂપીઆ ઉત્તર હિંદમાં દુષ્કાળ કે રેલ સંકટમાં પડેલા દીન દુઃખીઓની સેવામાં ખરચી નાંખે છે અને અખંડાનંદજી હૃષિકેશ તથા ઉત્તર કાશીને રસ્તે હિમાલય જવા ઉપડે છે. ગંગોત્રીની યાત્રા કરે છે. એ સાત્વિક તપોભૂમિનાં હવાપાણી અને ઉમદા અસરોમાં તથા પાવનકારી વાતાવરણમાં રહી અધ્યયન, મનન ને નિદિધ્યાસ આદરે છે. ધ્યાન, ધારણા ને સમાધિના કાંઈક અનુભવો પણ લે છે. અનેક સંત મહાત્માઓનાં ચરણ સેવે છે. સત્સંગનો લાભ લે છે. આ જ અરસામાં તેમને બ્રહ્મનિષ્ઠ સ્વામી રામતીર્થજીનાં દર્શન થાય છે અને એકાદ બે માસ કાશી વગેરે તરફ તેમની સાથે રહેવાનો લાભ મળે છે.

અખંડાનંદજીએ કેટલાક ગુરુઓ કરેલા, પણ સ્વામી રામતીર્થજીની સાથે જે સમય ગાળેલો તેમાં તેમની બધી ગૂંચો-મૂંઝવણો-ઉકલી ગઈ હતી અને આત્મસંતોષ થયો હતો

આ પછી તેઓ મુંબાઈ આવેલા ત્યારે કોઈ બુકસેલરને ત્યાં ભજનની એક ચોપડી લેવા ગએલા. કિંમત જોઈ તો ચાર પાંચ ગણી ચડાવેલી. વિચાર આવ્યો કે આ સ્થિતિમાં જ્ઞાનપિપાસુ ગરીબોની શી દશા? પણ કરવું શું? ત્યાં અચાનક પૂર્વાશ્રમના કુટુંબીમાંથી કોઈ સંબંધીના મૃત્યુનો પત્ર આવ્યો ને સાથે ત્રણસો જેટલી રકમ ધર્માદામાં ખર્ચવાની વૃત્તિ જણાવી. સ્વામીજીને ભાગવતનું પારાયણ કરતાં એકાદશ સ્કંધ ખૂબ ગમી ગએલો, એટલે આ પૈસામાંથી ખોટ આવી પડે તો ખાલી એવી ગણત્રી રાખીને એકાદશ સ્કંધની હજારેક પ્રત છપાવીને પાંચેક આનાની કિંમત રાખી. આમ સ્વામીજીએ સાહિત્ય પ્રચારમાં પહેલાં પગલાં માંડયાં. હવે તો સ્વામીજી બાવાજી છતાં યે ચોપડીઓનાં પાકીટ બાંધનાર, રવાના કરનાર અને ધર્મપુસ્તકના પ્રચારક બન્યા. તે જ અરસામાં સ્વર્ગનાં પુસ્તકોના ઇજારદાર સ્વ. શ્રી અમૃતલાલ સુંદરજી પઢિયાર સ્વામીજીને મળ્યા. તેમને સ્વામીજીએ પ્રસિદ્ધ કરેલું આ પુસ્તક બહુ ગમ્યું હતું અને તેઓ પણ સાહિત્યપ્રચારની આવી કોઇ પ્રવૃત્તિ થાય તો સારૂં એમ ઇચ્છતા હતા. સ્વામીજીને તો આ પછી અનેક પ્રકારના શુભ સાહિત્યના પ્રચારના વિચારો ને યોજનાઓ મનમાં આવવા લાગ્યાં હતાં. એમ કરતાં કરતાં એકાદશ સ્કંધ ખલાસ

થઈ ગયો ને સ્વામીજી હૃષિકેશ તરફ ઊપડી જવાના વિચારમાં હતા ત્યાં ગીતાની સસ્તી આવૃત્તિ કાઢવાનો વિચાર મનમાં જાગ્યો ને તેની પ્રથમ આવૃત્તિ પાંચ હજાર પ્રત જેટલી કાઢી એક ભાઈને તેની વ્યવસ્થાનું કામ સોંપી તેમણે હિમાલય જવાની ગણત્રી રાખેલી પણ ગીતાની આવૃત્તિ ખલાસ થાય ત્યાં સુધી તો તેમણે રોકાઈ જવું પડે તેમ લાગ્યું એટલે મુંબાઈનાં હવાપાણી પ્રતિકૂળ લાગવા છતાં યે ત્યાં રોકાયા પછી તો ગેબી ઈશ્વરી સંકેતથી વિવિધ ગ્રંથમાળા શરૂ થઈ, ચરિત્રમાળા અને બૃહદ્ ગ્રંથમાળા પણ કાઢી ને તેને સારો લોકાદર મળ્યો ધાર્યા કરતાં યે વિશેષ ગ્રાહકસંખ્યા થઈ કેટલીક મદદમાં શ્રી પરિયાગ તો હતા જ, તે ઉપરાંત આફિસકામ વગેરે માટે ભાઈ વેણીશંકરને રોકયા ને કામ ચલાવ્યું તે અરસામાં આ બધું ચલાવનારી એક મંડળી અથવા કમિટી જેવું પણ બનાવેલું

આ રીતે સસ્તું સાહિત્ય વર્ધક મિત્રમંડળની મુંબાઈમાં શરૂઆત થયા પછી તેની અમદાવાદ ખાતે શાખા ખોલવામાં આવી અને સ્વામીજી પણ ત્યાં આવ્યા અને હૃષીકેશ રહ્યા રહ્યા જ્ઞાન તથા ચારિત્ર્યવર્ધક સાહિત્યના પ્રચારનું કામ કરવા લાગ્યા વચ્ચે વચ્ચે સ્વામીજીને હિમાલય તરફ ચાલ્યા જવાનું તે આ લપ છોડવાનું ઘણું યે મન થાય, પણ પરમાત્મા એવા સંજોગો ઊભા કરે કે તેઓ આ બધું છોડીને તદ્દન છૂટા તો થઈ શકે જ નહિ કંઈક ને કંઈક વધી જાય અને કામ ચલાવ્યે જ રાખવું પડે આમ ઈશ્વરેચ્છાને અનુકૂળ થતાંથતાં અને તેને વધાવી લેતાલેતા ભિક્ષુ અખંડાનંદજીએ પહેલા દસબાર વર્ષમાં કેટકેટલાયે ગ્રંથરત્નો માતા ગુર્જરીને ચરણે ધર્યાં અને એ બધો સાહિત્યપ્રચાર કરતા કરતાં સ્વામીજીને કેવા કેવા સંજોગોમાંથી પસાર થવું પડ્યું તથા 'સસ્તું સાહિત્ય'ની સંસ્થા કેમ અસ્તિત્વમાં આવી તથા જામી તે વિષેનો તેમણે પોતે જ લખેલો રસિક, ઉત્સાહપ્રેરક અને વિવિધ અનુભવથી યુક્ત અહેવાલ 'ઉત્પત્તિ, સ્થિતિ ને ભવિષ્ય' નામના એ સંસ્થાના પુસ્તક ઉપરથી મળી શકે છે એ પુસ્તક ખાસ કરીને લોકસેવાના ક્ષેત્રોમાં કામ કરનાર લોકસેવકોએ અને લોકસેવાપ્રેમી યુવક યુવતીઓએ અવશ્ય વાચવું વિચારવું સમજવું ઘટે છે

એ સંસ્થાદ્વારા નીકળેલી વિવિધ ગ્રંથમાળા, ચારિત્ર્યમાળા, અને બૃહદ્ ગ્રંથમાળા દ્વારા જે ગ્રંથરત્નો ગુજરાતને ચરણે રજુ થયાં છે તેના

સંખ્યા હવે તો લગભગ સવા બસો જેટલી થવા જાય છે. તેની પાંચ હજાર જેટલી ગ્રાહકસંખ્યાજ એ સંસ્થાનાં પ્રકાશનોની લોકપ્રિયતાનો પુરાવો છે.

હવે સ્વામીજીના જીવનનાં કેટલાંક ઉમદા તત્ત્વોનો અત્રે ઉલ્લેખ કરીએ. તેઓ કદિ પણ કામ વિનાના રહેતા નથી. તેઓ હિમાલયના શાંત ને એકાંત પ્રદેશોમાં હોય, મુસાફરીમાં હોય કે શહેરની ધમાલમાં વસતા હોય તોપણ તેમનું નિયત કાર્ય તો ચાલુજ હોય. પ્રાતઃકાળે ચાર વાગ્યે ઊઠીને કામ કરવું અને રાત્રે મોડે સુધી કામ કરવું, એ તો તેમનો કેટલાંયે વર્ષો સુધીનો નિયત ક્રમ રહ્યો છે. આજે સાઠ સાઠ વર્ષની સંખ્યાઓ વટાવતાં છતાં ભલભલા યુવાનને શરમથી નીચું જોવડાવે એવી કાળજાંતૂટ મહેનત તેઓ કરતા આવ્યા છે, અને એ બધું કાર્ય બજાવવા છતાં યે અંતરથી તો તદ્દન નિર્લેપ.

તેમને મોટાભા થઈને ફરવાનું કે જગજાહેરીએ ચડવાનું જરા યે ગમતું નથી. તેમને નથી કોઈ સાક્ષરોનો પરિચય કે નથી કોઈ દુન્યવી મહત્તાની આકાંક્ષા. તેઓ તો માત્ર ઈશ્વરેચ્છા સમજીને સંચિત પ્રારબ્ધ કર્માનુસાર કામ કામ ને કામ કર્યે જાય છે. ગુજરાતના એ મૂક સાહિત્યસેવક ને ઉપાસક આત્મપ્રશંસાથી દૂર ભાગનારા છે. તેઓ પોતાને દેહભાવે મેલા, જીવભાવે ઘેલા ને આત્મભાવે અખંડાનંદજી તરીકે ગણે છે. પ્રસિદ્ધ તથા સન્માનથી એ દૂર ભાગનારા છે. ભાગ્યે જ તેઓ કોઈ સાહિત્ય પરિષદમાં ગયા હશે, અને ગયા હશે તો સૌથી છેલ્લી હારમાં છુપાતા સંતાતા બેઠા હશે.

તેમની ચોકસાઈ અને ચીવટ તથા પરિશ્રમી સ્વભાવને પરિણામે તો સંસ્થા અયાચક વ્રત જાળવી શકી છે અને શૂન્યમાંથી આખી સૃષ્ટિ ઉત્પન્ન થાય તેમ અત્યારની સંસ્થાનો વિસ્તાર અને સમૃદ્ધિ એ તેમના ઉપલા બે ગુણો તેમજ તેમની કાર્યદક્ષતાને આભારી છે. 'સસ્તું સાહિત્ય' એ કોઈનાં દાન કે દયાધર્મમાંથી ઉત્પન્ન થએલી સંસ્થા નથી, પણ ભિક્ષુ અખંડાનંદજીની ચીવટ, ઝીણામાં ઝીણી વિગતની કાળજી, ચોકસાઈ, સતત કાર્યપરાયણતા ને નિષ્કામ સેવાબુદ્ધિ તથા સખ્ત પરિશ્રમમાંથી ઉત્પન્ન થએલી ને વિસ્તાર પામેલી સંસ્થા છે.

## ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક

જાતે વડનગરા બ્રાહ્મણ ગૃહસ્થ, નડિયાદના વતની અને જન્મ તા ૨૨–૨–૧૮૯૨ ના રોજ નડિયાદમા થયો હતો એમના પિતાનુ નામ કનૈયાલાલ ઝવેરીલાલ યાજ્ઞિક અને માતુશ્રીનું નામ શ્રીમતી મણિગૌરી લાભરામ છે એમનુ લગ્ન સન ૧૯૧૪મા નડિયાદમા શ્રીમતી કુમુદગૌરી સ્વર્ગસ્થ તનસુખરામના પુત્રી સાથે થયુ હતુ, અને તે સન ૧૯૨૯મા અકાળે મૃત્યુ પામ્યા હતા.

એમની સ્કુલ અને કૉલેજની કારકિર્દી ઝળહળતી હતી, સેન્ટ ઝેવીયર્ કૉલેજમાથી બી. એ, થયા હતા અને જ્હૉન દક્ષિણા ફેલોશિપ પ્રાપ્ત કરી હતી એલ એલ. બી, થયા ત્યારે પણ એક સ્કૉલરશીપ મળી હતી

એલ એલ. બી, થયા પછી નોકરી માટે તજવીજ ન કરતા જાહેર-જીવનમા એક સમાજસેવક તરીકે તેમણે ઝપલાવ્યુ હતું, અને એમની એ જાહેર સેવા ઉચ્ચકોટિની અને અનુકરણિય છે, એમ કહેવુ જોઈએ

જાહેર સેવાની પેરે સાહિત્ય ક્ષેત્રમા નવજીવન અને યુગધર્મ જેવા પ્રથમ પંક્તિના માસિકોનું તંત્રીપદ ધારણ કરીને એક નવો ચીલો પાડ્યો હતો, પણ રાજકીય લડતમા દાખલ થવાથી તેમનુ એ કામ અટકી પડ્યુ હતુ, જોકે તેમનો લેખનવાચન વ્યવસાય પૂર્વવત ચાલુ છે, એટલુજ નહિ, પ્રમગોપાત પુસ્તકો લખે જાય છે, તે ઉપરથી માલુમ પડે છે

નવીન ગુજરાતે સેનાભાવી, બુદ્ધિશાળી અને કાર્યદક્ષ સેવકો ઉભા કર્યા છે, તેમા તેઓ ઉંચે સ્થાને બીરાજે છે, અને તેની સેનાઓની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે

### — એમની કૃતિઓ —

| | |
|---|---|
| (૧) નવજીવન અને સત્ય (માસિક) તંત્રી | ૧૯૧૫ |
| (૨) યુગધર્મ „ „ | ૧૯૨૨ |
| (૩) કુમારના સ્ત્રી રત્નો | ૧૯૨૫ |
| (૪) Gandhi—as I know him, Part I | ૧૯૨૨ |
| (૫) „ „ „ Part II | ૧૯૩૪ |
| (૬) Irish Atheletic Movement | ૧૯૩૫ |
| (૭) શહીદનો સંદેશ | ૧૯૩૬ |

એમના જીવનમાં મહત્વના બનાવોની સાલવારી નીચે મુજબ છેઃ—

૧૯૧૦ બી. એ;

૧૯૧૨ એલએલ. બી;

૧૯૧૩ મુંબાઇની પોલીસ કોર્ટમાં વકીલાત.

૧૯૧૫ નવજીવન અને સત્ય માસિક કાઢ્યું.

૧૯૧૫ સર્વન્ટ ઑફ્ ઇન્ડીયા સોસાઇટીમાં દાખલ થયા.

૧૯૧૬ પહેલી ગુજરાત કેળવણી પરિષદ્ સ્થાપી.

૧૯૧૭ હોમરૂલ લીગમાં જોડાયા.

૧૯૧૮ ખેડા સત્યાગ્રહમાં પડ્યા.

૧૯૧૯ રોલેટ ઍક્ટની લડતમાં તેમ દુકાળ નિવારણના કામમાં.

૧૯૨૦ નવજીવનમાંથી છૂટા થયા.

૧૯૨૧ ગુજરાત પ્રાંતિક સમિતિના મંત્રી ચુંટાયા.

૧૯૨૨ યુગધર્મ માસિક શરૂ કર્યું.

૧૯૨૩–૨૪ જેલ.

૧૯૨૪ હિન્દુસ્થાન પત્રના તંત્રી.

૧૯૨૮ ફિલ્મના ધંધામાં.

૧૯૩૦ યુરોપનો પ્રવાસ.

૧૯૩૫ હિન્દ પાછાફર્યા.

## કૃષ્ણલાલ સુરજરામ વકીલ

કૃષ્ણલાલ સુરજરામ વકીલ સુરતના વતની ને જાતે વાલ્મિક કાયસ્થ છે. એમનો જન્મ સુરત શહેરમા તા. ૧૩ મી ઑક્ટોબર ૧૮૭૮ ને દિવસે થયો હતો. એમના પિતાનુ નામ સુરજરામ ધીરજરામ અને માતાનુ નામ લક્ષ્મી હતુ. એમનુ લગ્ન સુરતમા સને ૧૯૦૦ મા શ્રીમતી ચંદાગૌરી જમીએતરામ સાથે થયુ હતું.

એમણે પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણ સુરતમાં અને કૉલેજ શિક્ષણ મુબઇમા એલ્ફિન્સ્ટન કૉલેજમા લીધુ હતું.

માધ્યમિક અભ્યાસ દરમિયાન એમને સુરતની સરકારી હાઇસ્કૂલમા સરકારી હાઈસ્કૂલ સ્કૉલરશિપ મળી હતી અને કૉલેજ અભ્યાસ દરમિયાન એલ્ફિન્સ્ટન કૉલેજમા મહારાજા ગાયકવાડ સ્કૉલરશિપ મળી હતી. કૉલેજના અભ્યાસ દરમિયાન એઓ શેઠ ગોકુળદાસ તેજપાળ બોર્ડિંગ સ્કૂલમા ફ્રી બૉર્ડર તરીકે પસદ થયા હતા. એઓ સને ૧૮૯૯ મા બી એ.; થયા હતા

એમણે જીવનની શરૂઆત હાઇસ્કૂલ શિક્ષક તરીકે કરી હતી પ્રથમ મુબઇમા ગોકુળદાસ તેજપાળ હાઇસ્કૂલમા ને ન્યૂ હાઇસ્કૂલમા તથા સુરતમા યુનિયન હાઇસ્કૂલમા અને પછી અમદાવાદમા સરકારી હાઇસ્કૂલમા. ત્યાર પછી એમની નીમણુક ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટરના એક કારકુન તરીકે, અમદાવાદ જિલ્લાના આસિસ્ટન્ટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર તરીકે, અમદાવાદની મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજમા શિક્ષક તરીકે, પંચમહાલ-રેવાકાંઠાના આસિસ્ટન્ટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર તરીકે, સુરત જિલ્લાના આસિસ્ટન્ટ ડેપ્યુટી એજ્યુકેશન ઇન્સ્પેકટર તરીકે, મુબઈ ઇલાકાના ડાયરેકટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની ઑફિસના સુપરિન્ટેન્ડન્ટ તરીકે તથા તેમના હેડ આસિસ્ટન્ટ તરીકે, મુબઈ ઇલાકાના ટ્રેનિંગ સ્કૂલના ઇન્સ્પેકટર તરીકે, તથા ઉત્તર તથા દક્ષિણ ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે થઈ હતી એ પ્રમાણે એઓ ધીમે ધીમે છેક નીચી પાયરી પરથી કેળવણીખાતામા દેશીને મળી શકે તેટલી ઉંચી પાયરીએ ચઢયા હતા અને ઇન્ડીઅન એજ્યુકેશનલ સર્વિસમા દાખલ થયા હતા. એમ ત્રીશ વર્ષ સરકારી નોકરી કરી સને ૧૯૩૩ મા એઓ પેન્શન પર ગયા હતા. પણ પેન્શન લીધા પછી તરત જ એમને કોલ્હાપુર દરબારે બોલાવી ત્યા

એક નવી માધ્યમિક શિક્ષકો માટે ટ્રેનિંગ કૉલેજની યોજના કરવાનું સોંપાયાથી એમણે ત્યાં એક કૉલેજ સ્થાપી છે ને સને ૧૯૩૪ ના જૂન માસથી તેના પ્રિન્સિપલ તરીકે ત્યાં કામ કરી રહ્યા છે.

સરકારી નોકરી દરમિયાન મુંબઈ સરકારે એમને બેવાર (ઇ. સ. ૧૯૨૩મા ને ૧૯૨૭મા) પોતાના પ્રતિનિધિ તરીકે લંડનમા ભરાએલી ઇમ્પીરીઅલ એજ્યુકેશન કૉન્ફરન્સમા નીમ્યા હતા; અને મુંબઈ યુનિવર્સિટીના ફેલો હતા તે દરમિયાન (સને ૧૯૨૪-૧૯૩૦) અને ૧૯૨૭મા એમને લંડન અને ટોરોન્ટો યુનિવર્સિટીની શતાબ્દીની ઉજવણી વખતે મુંબઈ યુનિવર્સિટીએ પોતાના પ્રતિનિધિ તરીકે નીમ્યા હતા. મુંબઇ યુનિવર્સિટીના ફેલો તરીકે એમણે ખાસ બે કામ કર્યાં હતાઃ (૧) બી. ટી. ડીગ્રીની પરીક્ષામા સાત પ્રશ્નપત્રકનો નિયમ સુધરાવી સાતના પાંચ પ્રશ્નપત્રક કરાવ્યા હતા અને (૨) મેટ્રિક્યુલેશન પરીક્ષામા અંગ્રેજી સિવાયના બધા વિષયોમા પોતાની માતૃભાષામા ઉત્તર આપવાની ઉમેદવારોને છૂટ આપવાની સબળ હિમાયત કરી એ પ્રમાણે નિયમ એને લગતી કમિટીના સર્વ સભ્યો પાસે સ્વીકારાવ્યો હતો. એમણે દેશદેશની શિક્ષણપદ્ધતિના અભ્યાસ માટે પૃથ્વીની પ્રદક્ષિણા કરી છે ને ઇંગ્લંડ, જર્મની, જાપાન, કૅનેડા, યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરીકા, ફિલિપાઇન બેટો વગેરેની કેળવણીનો અંગત અનુભવ મેળવ્યો છે અને ઇંગ્લંડની લીડ્સ યુનિવર્સિટીમાં અભ્યાસ કરી એમણે M. Ed. (Master of Education) ની ડીગ્રી મેળવી છે.

સને ૧૯૨૮મા ઇંગ્લંડની રૉયલ જીઑગ્રૅફિકલ સોસાયટીના ફેલો તરીકે અને સને ૧૯૩૩માં નૅશનલ જીઑગ્રૅફિક સોસાયટીના તથા ઇંગ્લંડની રૉયલ સોસાયટી ઑફ ટીચર્સના મેમ્બર તરીકે એમની નીમણૂક થઈ હતી.

સને ૧૯૨૪મા લી કમિશન આગળ અને સને ૧૯૨૮મા સાયમન કમિશનની હારટોગ કમિટી આગળ એમણે જુબાની આપી હતી, અને સને ૧૯૨૮મા મુંબઈ સરકારે નીમેલી પ્રાયમરી અને સેકંડરી એજ્યુકેશન કમિટીના સભ્ય તરીકે કામ કર્યું હતું.

ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે એમણે ઘણી હોંશિયારી તથા કુનેહથી અસહકારની ચળવળ ખૂબ જોરથી ચાલી હતી ને સરકારને અમદાવાદ મ્યુનિસિપાલિટી વચ્ચે અસહકાર પ્રવર્તી રહ્યો હતો તે વખતે બંનેના ઝઘડાનો નિકાલ કર્યો હતો અને બંને પક્ષનું માન જાળવી

રાખી બન્નેને સંતોષ આપ્યો હતો. અમદાવાદ, સુરત, તથા નડીઆદ મ્યુનિસિપાલિટીના પ્રાથમિક શિક્ષકો પોતપોતાની મ્યુનિસિપાલિટી સાથે અસહકારની ચળવળમાં ઊભા રહ્યા હતા તેમને પણ તજવીજથી સરકાર પાસે પાછા નોકરીમાં લેવડાવ્યા હતા.

ગુજરાતમાં તથા કર્ણાટકમાં શિક્ષકોના મેળાવડા, કૉન્ફરન્સ, કેળવણીને લગતા પ્રદર્શન, એજ્યુકેશન વીક (કેળવણી સપ્તાહ) વગેરે શિક્ષણ વિષયક પ્રવૃત્તિ એમણે દાખલ કરી છે.

'ભીલોના ગીત' નામનો લોકગીતનો સંગ્રહ પહેલો એમણે પ્રસિદ્ધ કર્યો હતો (૧૯૧૫), જેના સંબંધમાં ડૉ. ગ્રીઅરસન જેવા ભાષાશાસ્ત્રીએ ઘણા વખાણ કર્યાં હતા.

## —: એમની કૃતિઓ :—

(૧) પંચમહાલ જિલ્લાની ભૂગોળ — ૧૯૦૮
(૨) રેવાકાંઠા એજન્સીની ભૂગોળ — ૧૯૧૦
(૩) અંગ્રેજ સરકારને કેમ લડાઈમાં ઊતરવું પડ્યું (અનુવાદ) — ૧૯૧૫
(૪) જગત સંગ્રામ (અનુવાદ) — ૧૯૨૦
(૫) Instructions to Teachers for the Teaching of Nature Study and School Gardening — ૧૯૨૦
(૬) Report on the Imperial Education Conference, 1923 — ૧૯૨૪
(૭) History of Training of Teachers — ૧૯૩૪
(૮) Education in India (Modern Period) — ,,
(૯) Education in England — ,,
(૧૦) Education in Germany — ૧૯૩૫
(૧૧) Education in Japan — ,,
(૧૨) Chronology of Education in the Bombay Presidency — ,,

## ભટ્ટશ્રી ગિરિધરશર્માજી નવરત્ન રાજગુરુ સાહિત્યશિરોમણિ

એઓ જ્ઞાતે પ્રશ્નોરા નાગર, જુનાગઢના મૂળ વતની, હાલમા ઝાલરા પટ્ટણમા નિવાસ કરી રહ્યા છે એમનો જન્મ વિક્રમ સવત ૧૯૩૮ ના જેઠ સુદ ૮ સિંહલગ્નમા ઝાલરાપાટણ શહેરમા થયો હતો એમના પિતાનુ નામ વ્રજેશ્વર ગણેશરામ બળદેવજી ભારદ્વાજ અને માતાનુ નામ પાનકોર ઉર્ફે પન્નીબાઈ છે એમનુ લગ્ન સ ૧૯૬૩ મા જયપુરમા શ્રીમતી રતનજ્યોતિ સાથે થયુ હતુ

આપણી જુની પદ્ધતિએ એમણે અભ્યાસ કર્યો છે, હિન્દી, સસ્કૃત પ્રાકૃત, પાલી, બગાળી, ફારસી, ઉર્દૂ વગેરે ભાષાઓનું સારૂ જ્ઞાન ધરાવે છે વળી દર્શન અને સાહિત્ય ગ્રથોનું અધ્યયન કાશીમા મહામહોપાધ્યાય ગગાધરજી પાસે કર્યું હતું, અને એમની એ વિદ્વતાને લઈને તેઓ સસ્કૃત કૉલેજમા પરીક્ષક પણ વખતોવખત નિમાય છે.

સાહિત્ય, દર્શનશાસ્ત્ર અને ભાષાશાસ્ત્ર એમના પ્રિય વિષયો છે

ગુજરાતીમા કવિવર ટાગોરકૃત "Cresent Moon"નો તરજુમો એમણે કરેલો છે પ્રસગોપાત ગુજરાતી માસિકોમા, સાપ્તાહિકોમા તેઓ લખે છે, ગુજરાતથી દૂર રહેવા છતા ગુજરાતી સાહિત્ય સાથેનો સપર્ક એમણે છોડયો નથી ખુશી થવા જેવુ એ છે કે ગુજરાતી પુસ્તકો હિન્દીમા ઉતારી, ગુજરાતી સાહિત્યની બહુ સ્તુત્ય સેવા એઓ કરે જાય છે

**—: એમની કૃતિઓ :—**

(૧) બાલચદ્ર
(૨) અમર વચનસુધા (ઉમર ખય્યામની રુબાઈઓનું ભાષાન્તર)
(૩) ગાયકા પર્વત (હિન્દી ભાષાન્તર)
(૪) જયા જયન્ત ( ,, )
(૫) સરસ્વતીચદ્ર ( ,, )
(૬) યુગપલટો ( ,, )
(૭) મહાસુદર્શન ( ,, )
(૮) પ્રેમકુંજ ( ,, )
(૯) ઉષા ( ,, )
(૧૦) નીતિશાસ્ત્ર (ગુજરાતી ભાષાન્તર)
(૧૧) ગગાલહરી ( ,, )

ગુજરાતી સાથે સંબંધ ધરાવતાં એ પુસ્તકો ઉપરાંત ૧ **अभेदरसः, नीतिवदन्नइ, जापानविजयः, सौरभण्डलम्, काव्यनिकुञ्जः, पद्यरत्नप्रभा, न्यायवाक्सुधा, जारकरलम्, सद्वृत्तपुष्पगुच्छः, योगी, अमरसूक्तिसुधाकरः, कविताकुसुम, चित्राङ्गदा, बागबान, गीताञ्जलि, शुश्रूषा** વિગેરે સંસ્કૃત અને હિન્દીની ઘણીયે કૃતિઓ છે. એમનું અમરસૂક્તિસુધાકર બર્લિન યુનીવર્સિટી તથા ફ્રેંચ એકેડેમીથી માન પામવા ઉપરાંત જર્મન જેકોબી, બ્રીટીશ મ્યુઝીયમના સંસ્કૃત પ્રોફેસર બરનેટ, કેંબ્રિજ યુનીવર્સિટીના પ્રો. રેપ્સન વિગેરે વિદ્વાનોથી ખુબ વખણાયું છે. ઝાલાવાડ રાજ્યે એમને સૌથી મ્હોટો સાહિત્યશિરોમણિનો ઈલ્કાબ આપ્યો છે.

## છોટાલાલ માનસિંગ કામદાર

એઓ જ્ઞાતે દશા શ્રીમાળી વણિક, જેતપુરના વતની છે એમનો જન્મ તા ૪ થી ફેબ્રુઆરી સન ૧૮૯૮ ના રોજ મોગરેળીયામા થયો હતો એમના પિતાનુ નામ માનસિંગ નરભેરામ અને માતાનુ નામ દુધી બાઈ ધનજી છે એમનુ લગ્ન સ ૧૯૭૨ ના મહાવ ૧ મે જામનગરમા શ્રીમતી સૂર્યકુમારી મનસુખલાલ સાથે થયુ હતુ

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ જેતપુરમા, કૉલેજ શિક્ષણ બહા ઉદ્દીન કૉલેજ–જુનાગઢમા લીધુ હતુ, સ ૧૯૨૦ મા તેમણે અંગ્રેજી અને સસ્કૃત ઐચ્છિક વિષયો લઈને બી એ ની પરીક્ષા પાસ કરી હતી શરૂઆતમા મુમ્બઈમા નોકરી મળી હતી પણ ત્યાનુ પાણી માફક ન આવવાથી હાલમા તેઓ વાકાનેર હાઈસ્કુલમા શિક્ષક છે

સાહિત્ય વાચનનો શોખ છેક ન્હાનપણથી હતો, જે કૉલેજ કાળમા પણ ચાલુ હતો વાકાનેરમા આવ્યા પછી જુદા જુદા જાણીતા માસિકો મા લખવાનું શરૂ કરેલુ

સન ૧૯૩૩ મા ' માનો યા ન માનો ' ના પ્રસિદ્ધ લેખક મી રોબર્ટ એલ રિપ્લેના આમત્રણ અને આગ્રહથી તેઓ લાઠીવાળા દેસુર અરજણ ડાગરને લઈને ચિકાગોના વિશ્વમેળામા ગયા હતા એમના એ પ્રવાસની નોધ શારદા, કૌમુદીમા પ્રકટ થઈ છે

બાળસાહિત્યના તેઓ ખાસ રસિયા છે અને તે વિભાગની વાર્ષિક સમાલોચના પુસ્તકાલયમા પ્રતિવર્ષ નિયમિત રીતે કરતા રહ્યા છે તે એમની પ્રવૃત્તિનુ એક વિશેષાગ છે

એક લેખક તરીકે તેમણે ખરી પ્રતિષ્ઠા મેળવેલી છે આકડાશાસ્ત્ર એ એમનો પ્રિય વિષય છે અને હાલમા તેમણે 'સર્વસંગ્રહ' નામનુ એક રેફરન્સ માટે ઉપયોગી થાય એવુ પુસ્તક તૈયાર કર્યું છે, તે એમનુ વિશાળ વાચન બતાવી આપે છે

### — એમની કૃતિઓ —

| | |
|---|---|
| (૧) હરિન્દ્રના નાટકો (અનુવાદ) | ૧૯૩૩ |
| (૨) ભારતભક્ત ગોખલેના સંસ્મરણો (અનુવાદ) | ૧૯૩૬ |
| (૩) બુકર ટી વૉશિંગ્ટનનું આત્મચરિત્ર ( પૂર્વાર્ધ–સુધારેલી બીજી આવૃત્તિ ) | ૧૯૩૬ |

## દત્તાત્રેય બાલકૃષ્ણ ડિસકલકર

એઓ જાતે મહારાષ્ટ્રીય દેશસ્થ બ્રાહ્મણ છે. એમનો જન્મ સન ૧૮૯૨મા સાતારામા થયો હતો પિતાનું નામ બાલકૃષ્ણ મૈગળ ડિસકલકર અને માતાનું નામ સૌ સરસ્વતીબાઈ છે તેમનું લગ્ન સન ૧૯૧૩મા ઈંદોરમા શ્રીમતી રમાબાઈ સાથે થયુ હતુ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ સાતારામા લીધેલુ અને ઈંદોર અને બનારસ કૉલેજમા અભ્યાસ કરી યુનિવર્સિટિની એમ. એ; ની ડીગ્રી મેળવી હતી

હાલમા તેઓ ૧૯૩૦થી તેમના જન્મસ્થળ સાતારામા હિસ્ટૉરિકલ મ્યુઝીયમના ક્યુરેટર તરીકે કામ કરે છે તેઓએ પૂર્વે વૉટસન મ્યુઝિયમ, રાજકોટમા ૧૯૧૯ થી ૧૯૨૯ સુધી અને કર્ઝન મ્યુઝીયમ મથુરામા ૧૯૨૯ થી ૧૯૩૦ સુધી ક્યુરેટર તરીકે કામ કર્યું હતું તેમણે ગુજરાતના ઈતિહાસ વિષે સારી રીતે અભ્યાસ કરી તેમ કાઠિયાવાડમા મુસાફરી કરી અનેક પ્રાચીન લેખો, શિક્ષા વિગેરે મેળવ્યા હતા, અને વખતોવખત સાહિત્ય પરિષદ્મા તેમ માસિક પત્રોમા અને હિંદુસ્થાનના જુદા જુદા ઓરીએન્ટલ જર્નલોમા નિબંધો રજુ કર્યા હતા, તે જેમ ઉપયોગી તેમ મહત્વના માલુમ પડશે ડૉ બ્યુહલર અને પંડિત ભગવાનલાલ ઇંદ્રજીએ જે સગીન કાર્ય ઇતિહાસના સંશોધનમા કર્યું હતું, તે આગળ ચાલુ રાખવાનું માન તેમને ઘટે છે, અને તે વિષયને એમણે પોતાનો પસંદગીનો વિષય કરેલો છે.

ગુજરાતી સાહિત્યની દક્ષિણી બધુઓ સેવા કરતા આવ્યા છે, તેમા ઇતિહાસના વિષયમા તેમની સેવા કિંમતી તેમ સ્તુતિપાત્ર માલુમ પડશે ગુજરાતના ઇતિહાસના સંશોધન અને અભ્યાસ પાછળ તેમણે પોતાનુ જીવન અર્પણ કરેલુ છે. હિંદુસ્થાનમા ઉપલબ્ધ થયેલા અસખ્ય ઉત્કીર્ણ લેખોમાથી કેટલાક સંસ્કૃત ભાષાના અને કાવ્યના ઉત્કૃષ્ટ નમુનાઓ મળે છે અને કાલિદાસ ભવભૂતિ જેવાની કવિ કૃતિઓ સાથેજ તેઓનુ પણ અધ્યયન સંસ્કૃતના અભ્યાસીઓ કરે એ હેતુથી તેમણે Selections from Sanskrit Inscriptions ના બે ભાગ પ્રસિદ્ધ કરેલા છે જે કેટલીક યુનિવર્સિટીઓમા એમ્. એ ના કોર્સમા પાઠ્ય પુસ્તક તરીકે પસંદ થયેલા છે, અને તે સંસ્કૃતભાષા સાહિત્યનો પરિચય કરાવવાની સાથે પ્રાચીન હિન્દના ઇતિહાસ વિષે સારો પ્રકાશ પાડે છે

— એમની કૃતિઓ —

(૧) Selections from old Inscriptions Part I—II. ૧૯૩૨

## નત્થૂસિંહ હા. ચાવડા

ભાઈશ્રી ચાવડા વડોદરા રાજ્યાન્તર્ગત ખીસોદરા ગામના વતની હોઈ જાતે ચાવડા–રાજપૂત છે. તેમનો જન્મ ત્યાંજ તા૦ ૧ ઑગસ્ટ ૧૯૦૬ ના રોજ થયો છે. તેમના પિતાશ્રીનું નામ હાથીભાઈ ગો. ચાવડા અને માતાનું નામ શ્રીમતી લાલબા સ. ભાટી હતું. લગ્ન સને ૧૯૨૭માં વિસનગર મહાલના ઉદલપુર ગામે થયેલું છે.

વતનમાં જ પ્રાથમિક શિક્ષણ પૂરું કરી મહા ગૂજરાતના પ્રસિદ્ધ પુસ્તક વિક્રેતા ભાગુપ્તેના ભારતી–ભવન (અમદાવાદ) માં બે વર્ષ ક્લાર્ક તરીકે નોકરી કરી, પોતાના વિદ્યાગુરુના 'શિક્ષક થનારે આજન્મ વિદ્યાર્થી રહેવું આવશ્યક છે,' એ સૂત્રના પાલનાર્થે અનેક દુષ્પ્રાપ્ય પુસ્તકોનું અધ્યયન કર્યું; ત્યારબાદ એક વર્ષ રાષ્ટ્રીય શાળામાં શિક્ષક તરીકે જોડાયા.

તેમના પિતા ભરૂચ જિલ્લામાં એક માનનીય ફોજદાર હતા, પિતાના સ્વર્ગવાસથી વતનમાં આવી વડોદરાની મેઇલ ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થયા, ત્યા બે વર્ષ શિક્ષક મારેની તાલીમ લઈ આવી હાલ રાજ્યના કેળવણીખાતામાં શિક્ષક તરીકે ચાલુ છે. સને ૧૯૨૯ થી તેમણે પુરાતત્ત્વ વિષયનો ખાસ અભ્યાસ શરૂ કર્યો હોઈ "ક્ષત્રિયમિત્ર" દ્વારા અનેક ઉપયોગી લેખો પ્રગટ કર્યા છે.

ઇતિહાસ અને ગૂજરાતી તેમજ હિન્દી ભાષા એ એમના પ્રિય વિષયો છે. હિન્દી ભાષા તરફ તેમને પ્રેમ હોઈ અમદાવાદની મહિલા પાઠશાળાના એક વિદ્વાન અધ્યાપકને આશ્રયે હાલ 'વિશારદ' નો અભ્યાસ કરે છે; અને પ્રાચીન રાજ્વંશનો ઇતિહાસ લખે છે.

—: એમની કૃતિઓ :—

| | |
|---|---|
| (૧) વીણેલાં ફૂલ | ૧૯૨૭ |
| (૨) ચાવડાવંશનો ઇતિહાસ | અપ્રસિદ્ધ |
| (૩) ક્ષત્રિય કવિઓ અને સાક્ષરો | અપ્રસિદ્ધ |

## નાગરદાસ રેવાશંકર પંડ્યા

એઓ કાઠિયાવાડમાં આવેલા બરવાળા (ઘેલાશાહના) વતની, જ્ઞાતિએ ગુજરાતી પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ છે. એમનો જન્મ તા. ૨૯ મી નવેમ્બર સન ૧૮૭૭ મા રોજકા, તાલુકે ધંધુકામા થયો હતો. માતાનું નામ કેશરબા વિઠ્ઠલજી ભટ્ટ અને પિતાનુ નામ રેવાશંકર દોલતરામ પંડ્યા છે. સંવત ૧૯૬૪ મા એમનુ લગ્ન પછેગામમા શ્રીમતી શાન્તાગૌરી (ધીરજ) સાથે થયું છે.

બરવાળામા સાત ધોરણ પૂરા કરી અમદાવાદમા પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમા અભ્યાસ કર્યો હતો. ગુજરાતી સાતે ધોરણોમા ઇનામ મળેલા.

સાહિત્ય ક્ષેત્રમા તેઓ મઠડાકરની સંજ્ઞાથી જાણીતા છે, અને એમના કાવ્યો, લેખો વિગેરે આનંદદાયક અને રસપ્રદ માલુમ પડેલા છે.

હાલમા તેઓ નિવૃત્ત થયલા છે, પણ મૂળનો સાહિત્ય લેખન અને વાચનનો શોખ ચાલુ છે; શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર તેમ બોટાદના માસ્તર સ્વર્ગસ્થ દેવશંકર વૈકુંઠજી ભટ્ટે તેમના જીવન પર વિશેષ અસર પેદા કરી હતી.

સાહિત્ય અને કાવ્ય એ એમના પ્રિય વિષયો છે.

નામદાર શહેનશાહ પંચમ જ્યૉર્જ-રાજ્યાભિષેકના શુભ પ્રસંગે હિંદમા પધારતા મુંબઈમા તેઓશ્રી માટે સ્વાગત-ગીતની માગણી છાપાદ્વારા થતા આવેલા સ્વાગત ગીતમાથી એમનું સ્વાગતગીત પસંદગીમા આવતા ગવાયું હતું અને ઇનામ લાયક ગણાતા ઇનામ મળ્યું હતુ

આ સિવાય ભાવનગરના ના૦ મહારાજા સાહેબ તરફથી પણ વખતો વખત ઇનામો મળેલા છે.

### —: એમની કૃતિઓ :—

| | |
|---|---|
| (૧) વિદુરનો ભાવ | ૧૯૦૭ |
| (૨) યમુના ગુણાદર્શ | ૧૯૦૮ |
| (૩) શિકાર-કાવ્ય | ૧૯૦૯ |

### (અપ્રસિદ્ધ કૃતિઓ)

(૧) કર્મ-વિપાક ( ઓરીજીનલ સાયંટીફીક )

(૨) કાવ્યામૃત

(૩) ઘર ઉપયોગી વૈદક સંગ્રહ

વ્યાખ્યાનો દ્વારા પોતાની શક્તિને એ દિશામાં ખૂબ રેડવા માંડ્યા. ૧૯૮૭ માં 'દીક્ષા મીમાંસા' અર્થાત્ દીક્ષા પદ્ધતિ પર સામયિક પ્રકાશન અને ૧૯૮૮ મા અયોગ્ય દીક્ષા સ્હામે નિબંધો પ્રગટ કર્યા. તેજ અરસામા શાસ્ત્રીય પુરાવાથી પૂર્ણ 'દીક્ષા દ્વાત્રિંશિકા' (સંસ્કૃત-કાવ્ય) લખી ગુજરાતી અનુવાદ સાથે પ્રગટ કરી અયોગ્ય દીક્ષા સામે તેમણે જબરી ઝુંબેશ ઉઠાવી, અને ખૂબ લોકમત જગાવ્યો. વડોદરાની ધારાસભામાં 'દીક્ષાનો કાયદો' પાસ થવામાં આ આંદોલનને બહુ સહાયતા કરી.

## —: એમની કૃતિઓ :—

| | | | |
|---|---|---|---|
| ૧ મહેન્દ્ર સ્વર્ગારોહ | સંસ્કૃત શ્લોકબદ્ધ કાવ્ય— | વિ. સં. ૧૯૬૯ | |
| ૨ ન્યાય કુસુમાંજલિ | સંસ્કૃત શ્લોકબદ્ધ કાવ્ય— | ૧૯૬૯ | (આવૃત્તિ ૧) |
| ૩ ન્યાયતીર્થ પ્રકરણ— | સંસ્કૃત ગદ્ય — | ૧૯૬૯ | |
| ૪ પ્રમાણ પરિભાષા ટીકા— | સંસ્કૃત ગદ્ય — | ૧૯૭૦ | |
| ૫ ન્યાય શિક્ષા — | હિન્દી — | ૧૯૭૦ | |
| ૬ ધર્મ શિક્ષા — | ,, — | ૧૯૭૧ | |
| ૭ જૈન દર્શન — | ગુજરાતી — | ૧૯૭૪ | (આવૃત્તિ ૧) |
| ૮ અધ્યાત્મતત્ત્વાલોક | સંસ્કૃત શ્લોકબદ્ધ કાવ્ય | ૧૯૭૬ | (આવૃત્તિ ૧) |
| ૯ સન્દેશ | સંસ્કૃત પદ્યમા ગુજરાતી | | |
| ૧૦ સુબોધપદ્યરત્નાવલી | સંસ્કૃત પદ્ય સંગ્રહ ગુજરાતી અર્થ સાથે | ૧૯૭૭ | |
| ૧૧ ધર્મગીતાજલિ | હિન્દી ખંડ કાવ્ય | ૧૯૭૯ | (આવૃત્તિ ૧) |
| ૧૨ વીરધર્મનો ઢંઢેરો | ગુજરાતી | ૧૯૮૩ | |
| ૧૩ વિજયધર્મસૂરિની વિજયઘોષણ | ગુજરાતી | ૧૯૮૩ | (આવૃત્તિ ૧) |
| ૧૪ વીરધર્મનો પુનરૂદ્ધાર | ગુજરાતી | ૧૯૮૪ | (આવૃત્તિ ૧) |
| ૧૫ આપણી ઉન્નતિનો માર્ગ | ગુજરાતી | ૧૯૮૫ | |
| ૧૬ આત્મભાવ દિગ્દર્શન | ,, | ,, | |
| ૧૭ માનવધર્મ | ,, | ,, | (આવૃત્તિ-૧) |
| ૧૮ વિચાર સંસ્કૃતિ | ,, | ૧૯૮૫ | (આવૃત્તિ-૧) |
| ૧૯ વર્તમાન સાધુ દીક્ષા સંબન્ધે મારા નમ્ર ઉદ્‌ગારો | ગુજરાતી | ૧૯૮૫ | |

| | | |
|---|---|---|
| ૨૦ ભગવાન મહાવીર અને વર્તમાન જૈન સમાજ-ગુજરાતી | | ૧૯૮૬ |
| ૨૧ શ્રીમહાવીર | ગુજરાતી | ૧૯૮૬ |
| ૨૨ શ્રી જીવનની ઉન્નતિ | ,, | ૧૯૮૭ |
| ૨૩ વિજયધર્મસૂરિની જીવન વિભૂતિ (પ્રવચનો) | ,, | ૧૯૮૭ |
| ૨૪ દીક્ષામીમાંસા | ,, | ૧૯૯૭ |
| ૨૫ વીરવિભૂતિ | સંસ્કૃત કાવ્ય (ગુજરાતી-અર્થ સાથે) | ૧૯૮૭ (આવૃત્તિ ૧) |
| ૨૬ અનેકાન્ત વિભૂતિ | સંસ્કૃત કાવ્ય (ગુજરાતી અર્થ સાથે) | ૧૯૮૭ |
| ૨૭ દીનાક્રન્દનમ્ | સંસ્કૃત કાવ્ય (ગુજરાતી અર્થ સાથે) | ૧૯૮૭ |
| ૨૮ મુદ્રાલેખ | સંસ્કૃત કાવ્ય (ગુજરાતી અર્થ સાથે) | ૧૯૮૭ |
| ૨૯ આરોગ્ય દીક્ષા સામે | ગુજરાતી | ૧૯૮૯ |
| ૩૦ મુંબઈનું ચતુર્માસ | ગુજરાતી | |
| ૩૧ દીક્ષાદ્વાત્રિંશિકા | સંસ્કૃત કાવ્ય (ગુજરાતી અર્થ સાથે) | ૧૯૮૯ |
| ૩૨ મહાવીર પ્રશસ્તિ | સંસ્કૃત કાવ્ય | અપ્રસિદ્ધ |
| ૩૩ મુનિ સમ્મેલનના ઠરાવો પર દૃષ્ટિપાત- | ગુજરાતી | ૧૯૯૦ |

## ન્યાયવિશારદ—ન્યાયતીર્થ મુનિરાજ શ્રીન્યાયવિજયજી

જ્ઞાતિએ તેઓ જૈન, વિશા શ્રીમાળી પિતાનું નામ છગનલાલ અને માતાનું નામ દિવાળીબાઈ તેમનો જન્મ માંડળમા (જી તો અમદાવાદ) વિ સ ૧૯૪૬ના કાર્તિક સુદીમા થયો હતો ગુજરાતી ૭ ચોપડી સુધી તેમણે માંડળમા અભ્યાસ કર્યો હતો ૧૯૬૧ મા તેમને કાશી જવાની ઇચ્છા થઈ ને ગયા, ત્યા યશોવિજય જૈન પાઠશાળામા તેમણે સસ્કૃત-પ્રાકૃતનો અભ્યાસ કર્યો ૧૯૬૩મા તેઓ પાઠશાળાના સસ્થાપક શ્રી વિજયધર્મ સૂરીશ્વરજીની સાથે પાદ વિહારથી કલકત્તા ગયા ત્યા તેમણે લગભગ ૧૬ વર્ષની ઉંમરે દીક્ષા લીધી તેમની દીક્ષા માટે સમાજમા તે વખતે બહુ ખળભળાટ મચેલો તેમની દીક્ષા રોકવા માટે ઘણાય પ્રયત્નો થયેલા, દીક્ષા અટકાવનારા કેટલાય તારો થયા તેમના કાકા પોપટલાલ વખતચદ તેમને લેવા કલકત્તા ગયા, કારણકે તેમનું સગપણ થઇ ગયુ હતું અને તેજ અરસામા તેમના લગ્ન થવાના હતા પણ તેમનો દીક્ષા લેવાનો અડગ નિશ્ચય હતો તેથી લગ્ન-દીક્ષાને બદલે સયમ-દીક્ષા અંગીકાર કરી હવે તેઓ વિજયધર્મસૂરિજીના શિષ્ય મુનિ ન્યાયવિજયજીના નામથી ઓળખાયા ગુરૂ સાથે વિચરતા પાછા કાશી આવ્યા અને વિદ્યાભ્યાસમા લાગ્યા

મુનિશ્રી ન્યાયવિજયજી ફરી વિહાર કરી કલકત્તા ગયા ત્યા તેમણે સસ્કૃત યુનીવર્સીટીમા ' ન્યાયતીર્થ ' ની પરીક્ષા પાસ કરી તેજ વર્ષમા ' કલકત્તા બગીય વિદ્વત્પરિષદે તેમને ' ન્યાય વિશારદ ' ના પદથી સત્માર્યા પરીક્ષા આપીને તેઓ તેમના ગુરૂને આગરામા મળી ગયા અને ગુરૂની સાથે રાજપુતાના તથા મારવાડમા થઇને ગુજરાત-કાઠિયાવાડમા આવ્યા ૧૯૭૬ સુધી જુદે જુદે સ્થળે ચાતુર્માસ કરતા ઓમ્બે પ્રેસીડન્સીમા વિચર્યા

મુનિશ્રીએ ૧૬૬૯મા ૨૩ વર્ષની ઉંમરે સુદર સસ્કૃત કવિતામા ષડ્દર્શન —ન્યાયના વિષયમા પ્રકાશ પાડતો ' ન્યાયકુસુમાજલિ ' નામનો ગ્રથ બનાવ્યો, અને તેનુ પ્રકાશન ગુજરાતી-અગ્રેજીના અનુવાદ સાથે થયુ ૧૯૭૫મા તેમણે અધ્યાત્મ વિષયને પોષતો ' અધ્યાત્મ તત્ત્વાલોક ' નામનો ગ્રથ લખ્યો તેનુ પ્રકાશન પણ ગુજરાતી-અગ્રેજીના વિવરણ સાથે બહાર પાડયુ તેમની આ મનોહર રચનાથી દેશ-પરદેશના સસ્કૃત-વિદ્વાનો બહુ મુગ્ધ થયા અને હિન્દી-સાહિત્યની સુપ્રસિદ્ધ અને પ્રતિષ્ઠિત

માસિક-પત્રિકા 'સરસ્વતી'મા તેમની ખૂબ પ્રશસ્તીઓ ફેલાઇ મુનિશ્રી સસ્કૃતના મ્હોટા સ્કૉલર-Scholar છે સંસ્કૃત ભાષા પર તેમનો અસાધારણ કાબૂ છે કવિત્વ-શક્તિ તેમને બાલ્યપણથીજ સ્ફુરેલી છે તેમની કવિતાનું પ્રધાન સૌષ્ઠવ 'પ્રસાદ' ગુણ છે. આથીજ તેમના કાવ્યો તરફ વિદ્વાનોના મન આકર્ષાય છે. તેમણે દર્શનશાસ્ત્ર, અધ્યાત્મ અને સમાજવિષય ઉપર જળહળતુ કવિત્વ છાટયુ છે તેમની 'વીર-વિભૂતિ' અને 'કાન્ત-વિભૂતિ' 'મુદ્રાલેખ' 'દીનાક્રન્દનમ્' અને 'દીક્ષા દ્વાત્રિંશિકા' મા કાવ્યસૌન્દર્ય સાથે વણાયેલી દાર્શનિક અને સામાજિક વિચાર સસ્કૃતિ ખૂબજ રમ્યપ્રદ છે તેઓએ પોતાના મિત્રો, સ્નેહીઓ અને વિદ્યાર્થીઓને ઉપદેશ રૂપે સસ્કૃત કવિતામા પત્રો લખેલા, જેમાના કેટલાકનો સગ્રહ, 'સદેશ' નામથી પ્રકાશિત થયો છે ૧૯૭૪મા તેમણે જૈનધર્મના તત્ત્વોને સક્ષિપ્તમા સમજાવતો "જૈનદર્શન" નામનો ગ્રથ ગુજરાતીમા લખ્યો, જે જૈનોની અનેક પાઠશાળાઓમા પાઠ્યપુસ્તક રૂપે પસદ કરાયેલ છે ૧૯૭૮ થી તેઓ દક્ષિણમા અને માળવામા સ્વતત્ર પણે વિચર્યા ત્યાની પ્રજાએ તેમની સાહિત્ય પ્રવૃત્તિ અને વ્યાખ્યાન શક્તિને બહુ સત્કારી નાગપુર, બડનગર, ઉજ્જૈન, ઇદોર વિગેરે ગામોના ધુરધર પડિતોએ તેમને માનપત્ર આપી તેમનો આદરસત્કાર કર્યો માળવામા ગજગઢ, વખતગઢ, દેવાસ વિગેરે સસ્થાનના નરેશોએ તેમના પ્રવચનો સાભળી તેમને માનભરી દષ્ટિથી જોવા લાગ્યા ૧૯૮૦મા તેઓ ગુજરાત તરફ પાછા ફર્યા સમાજના જાહેર પેપરો દ્વારા અનાવશ્યક રૂઢિવાદ સ્હામે ક્રાન્તિ ઘોષક વિચારો રેલાવ્યા સમાજમા ત્યારે ખળભળાટ મચ્યો.

૧૯૮૩ મા તેમણે 'વીરધર્મનો ઢઢેરો' નામનુ પુસ્તક વઢવાણ કેમ્પથી પ્રગટ કર્યું તેથી સમાજમા હીનચાલ મચી સંકુચિત પત્રોએ તેમના માટે ખૂબ ટીકા કરી બદલામા મુનિથી જાહેર પત્રો દ્વારા તેમને અભિનદન આપ્યુ ૧૯૮૪ મા તેમણે 'વીરધર્મનો પુનરુદ્ધાર' પુસ્તક માડળમા પ્રકાશિત કર્યું આ વખતે સમાજ સળગી ઉઠયો એ પુસ્તકની જેમ જેમ આવૃત્તિઓ પ્રગટ થતી ગઈ તેમ તેમ વિરોધ વધતો ગયો. ૧૯૮૫ મા તેમણે અયોગ્ય દીક્ષા સ્હામે ક્રાન્તિ જગવી અને 'વર્ત્તમાન સાધુ-દીક્ષા સબધે મારા નમ્ર ઉદ્ગારો' એ નામનો નિબધ વડોદરામા પ્રગટ થયો ૧૯૮૬મા તેઓ સુરત અને ૧૯૮૭ મા બાગડોલી તરફ વિચર્યા રાષ્ટ્રવાદની ચળવળમા તેમણે ખૂબ સાથ આપ્યો લેખો અને

## મણિલાલ છોટાલાલ પારેખ

જ્ઞાતે વણિક, રાજકોટના વતની, જન્મ સન ૧૮૮૫મા રાજકોટમા થયો હતો. પિતાનું નામ છોટાલાલ અને માતાનુ નામ રંભાબાઇ છે; લગ્ન સન ૧૯૦૨મા ખાખીજાળીઆમા શ્રીમતી પ્રાણકુમારી સાથે થયુ હતું પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ રાજકોટમા લીધુ હતું, કૉલેજ શિક્ષણ બહાઉદ્દીન કૉલેજ જુનાગઢ અને વિલ્સન કૉલેજ મુંબઇમાં લીધુ હતું. યુનિવરસિટીની બધી પરીક્ષાઓ બીજા વર્ગમા પાસ કરી હતી અને બી એ; ની ડીગ્રી સન ૧૯૦૮ મા મેળવી હતી

લેખનકાર્ય અને ધાર્મિક વિચાર એ એમનો મુખ્ય વ્યવસાય છે, અને ધર્મનો અભ્યાસ એ એમનો પ્રિય વિષય છે

ગુજરાતી નવ શિક્ષિત વર્ગમાથી ધર્મને પોતાના જીવનનુ કેન્દ્ર બનાવ્યુ હોય, એવાઓમા મણિશંકર રતનજી ભટ્ટ પછી તેમનું નામ અગ્રસ્થાન લે છે, ધાર્મિક વિચારે એમના જીવનમા ખૂબ પરિવર્તન આણેલું છે, અને પોતે જે જાણ્યુ, અનુભવ્યુ તેનો લાભ અન્યને આપવા તે સતત પ્રયત્ન કરતા રહ્યા છે, અને તે નિમિત્ત સખ્યાબંધ પુસ્તકો અંગ્રેજી અને ગુજરાતીમા તેમણે લખ્યા છે, તે મનનીય માલુમ પડશે, તેમ તે પરથી તેમની શક્તિ વિષે આપણને માન પેદા થશે ખરે, તેમની પ્રવૃત્તિ પ્રશસ્ય છે, તે લોકોપકારી થઇ પડી

— એમની કૃતિઓ —

| | | |
|---|---|---|
| (૧) | Mahatma Gandhi (An Essay in Appriciation) | ૧૯૨૨ |
| (૨) | ઇસુ ખ્રિસ્તનુ પૂર્ણ મનુષ્યત્વ (અનુવાદ) | ૧૯૨૨ |
| (૩) | સેવાનુ રહસ્ય (,,) | ૧૯૨૮ |
| (૪) | હિન્દુસ્થાનમા ક્ષયરોગ | ૧૯૨૪ |
| (૫) | સામર્થ્યનુ વિજ્ઞાન (અનુવાદ) | ૧૯૨૫ |
| (૬) | Brahmarshi Keshav Chunder Sen | ૧૮૨૬ |
| (૭) | Raja Ram Mohan Roy | ૧૯૨૭ |
| (૮) | The Brahma Samaj | ૧૯૧૯ |
| (૯) | ખ્રિસ્તી મડળીનો ઇતિહાસ | ૧૮૨૭ |
| (૧૦) | યોહાનની સુવાર્તાની ટીકા | ૧૯૨૮ |

| | |
|---|---|
| (૧૧) બ્રહ્મબોધ | ૧૯૨૮ |
| (૧૨) સ્ત્રીઓનો કાર્યપ્રદેશ ( અનુવાદ ) | ,, |
| (૧૩) પ્રભુનો પ્રેમ ( ,, ) | ,, |
| (૧૪) ઇશ્વરના સાન્નિધ્યનો સન્યાસ ( ,, ) | ,, |
| (૧૫) એક ગ્રામ્ય સોક્રેટીસ ( ,, ) | ૧૯૩૦ |
| (૧૬) પ્રાર્થનાનું રહસ્ય ( ,, ) | ૧૯૩૫ |
| (૧૭) જીવન-વેદ ( ,, ) | ૧૯૩૫ |
| (૧૮) Shri SwamiNarayana | ૧૯૩૬ |

આ ઉપરાત એમણે ગુજરાતીમાં કેટલીક પુસ્તિકાઓ ઉતારી પ્રકાશિત કરેલી છે.

## શ્રી. રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ

એઓ જ્ઞાતે દશા મોઢ વાણીઆ અને અંકલેશ્વરના વતની છે. જન્મ રાંદેરમાં સંવત ૧૯૬૪ના આસો સુદ ૪ ને દિવસે થયો હતો. એમના પિતાશ્રી વિઠ્ઠલદાસ નગીનદાસ દલાલ એક વેપારી તથા કમીશન એજન્ટ તરીકે જાણીતા છે. એમના માતુશ્રીનું નામ ગોદાવરીબેન છે, જેઓ માણેકલાલ પરભુદાસના પુત્રી થાય. એમનું લગ્ન ઇ. સ. ૧૯૨૯ના માર્ચ માસમાં અંકલેશ્વરના સૌ. મધુમાલતી–તે રા. હીરાલાલ હરકીશનદાસ મહેતાના પુત્રી–સાથે થયેલું છે.

પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી એમણે અંકલેશ્વરમાં લીધેલી, અને કૉલેજ શિક્ષણ માટે તેઓ સુરતની એમ. ટી. બી. આર્ટસ કૉલેજમાં દાખલ થયેલા. પ્રિવિયસનો અભ્યાસ સુરતમાં કરી ઇંટરમીડિયેટના અભ્યાસાર્થે મુંબઇ સિડનહામ કૉલેજમાં દાખલ થયેલા. ગણિત અને વિજ્ઞાનમાં એમને ખૂબ રસ પડતો હતો. ઈંટરમીડિયેટનો અભ્યાસ કરતા હતા તે સાલમાં સત્યાગ્રહની લડત પુર જોસમાં ચાલતી હોવાથી અભ્યાસ તરફ એમનું મન ઉઠી જવાથી તેજ સાલમાં અભ્યાસ છોડી પોતાના પિતાની સાથે વેપારમાં જોડાયા.

પ્રથમથી એમને સાહિત્યનો શોખ વધારે હતો. માધ્યમિક કેળવણી લેતા હતા તે દરમ્યાન અંકલેશ્વરમાંથી હસ્તલિખિત અઠવાડિક પણ કાઢતા. અત્યારે તેઓ બાળસાહિત્યમાં ખૂબ રસ લઇ રહ્યા છે. બાલજીવન, બાળક, બાળવાડી, ગાંડીવ, બાળમિત્ર વગેરેમાં બાળોપયોગી ખૂબ લખ્યું છે. બાળકોના એઓ માનીતા લેખક છે. આ ઉપરાંત વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કરી વનસ્પતિના લખાણો પણ તેઓએ લખ્યા છે ને હજી કુમારમાં નિયમિત રીતે લખે છે. હાસ્યરસનો એમને ખાસ શોખ હોવાથી હાસ્યરસના લખાણો પણ અવારનવાર લખે છે ને એ પ્રજામાં આદર પામ્યા છે.

સાહિત્યની પેઠે એમને રમતગમતનો અત્યંત પ્રિય છે. બાળકોને માટે એમણે પુસ્તકો પણ લખ્યાં છે. બાળોપયોગી સાહિત્યનો એમની પાસે સારો ભંડોળ છે.

—: એમની કૃતિઓ :—

| | |
|---|---|
| (૧) બાળકોની રમતો | ઇ. સ. ૧૯૩૪ |
| (૨) ફૂલકથા ભાગ. ૧ | ઇ. સ. ૧૯૩૫ |
| (૩) ફૂલકથા ભાગ ૨ | ઇ. સ. ૧૯૩૫ |
| (૪) ફૂલકથા ભાગ. ૩ | (છપાય છે). |

## શ્રી. કંચનલાલ વાસુદેવ મહેતા (મલયાનિલ)

શ્રી કંચનલાલ વાસુદેવ મહેતાનો જન્મ અમદાવાદમા ઇ સ ૧૮૯૨ મા થયો હતો તેઓ જાતે સાઠોદરા નાગર હતા અને ખાડીઆમા હજીરાની પોળમા રહેતા હતા તેમના પિતા વાસુદેવ ગુણવંતરાય મહેતા અમદાવાદમા એક મીલમા સારા હોદ્દા ઉપર હતા કંચનલાલ પિતાના સૌથી મોટા પુત્ર હતા. પોતાની પ્રાથમિક અને માધ્યમિક કેળવણી તેમણે અમદાવાદમા જ લીધી હતી અમદાવાદની ગવર્નમેન્ટ હાઇસ્કુલમા તેઓ ભણતા હતા ત્યારે નિશાળના સારા વિદ્યાર્થીઓમા એમની ગણત્રી થતી. અને તેમના અભ્યાસમાથી હમેશા ફુરસદ કાઢી અગ્રેજી અને સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ કરતા. આ ઉપરાત ડ્રોઇંગ અને સગીતના વિષયમા પણ તેઓ એટલો જ રસ લેતા

ઈ સ ૧૯૦૮ ની સાલમા તેમણે મેટ્રીકની પરીક્ષા પાસ કરી અને અમદાવાની ગૂજરાત કૉલેજમા જોડાયા ઈ. સ ૧૯૧૨ ની સાલમા તેઓ મુબાઈ યુનીવર્સીટીના ગ્રેજ્યુએટ થયા ગ્રેજ્યુએટ થયા પછી તરતજ અને તે અરસામા શ્રી કંચનલાલે પોતાના સાહિત્ય જીવનમા પગના માડેલા અને "ગોળમટોળ શર્મા" ના તખલ્લુસથી કવિતા અને હાસ્યરસ પ્રધાન વાર્તાઓ સુન્દરી સુબોધ, વાર્તાવારિધી, ભક્ત વિ માસિકોમા લખવા માડેલી અને થોડા જ વખત પછી એટલે લગભગ ૧૯૧૩ ની સાલમા "મલયાનિલ" ના નામથી નવલિકાઓ લખવાની શરૂઆત કરી ગ્રેજ્યુએટ થયા પછી અમદાવાદની મેચ ફેકટરીમા નોકરી લીધી હતી નોકરી દરમીઆન પણ અગ્રેજી સાહિત્યનો અભ્યાસ તો ચાલુ જ હતો અને શ્રી નર્મદાશકર દેવશકર મહેતા અને રામકૃષ્ણ શાસ્ત્રીની મદદ અને સૂચના અનુસાર તેમણે સસ્કૃત સાહિત્યનો પણ અભ્યાસ કર્યો હતો ઈ સ ૧૯૧૩ ની સાલમા એલ એલ બીની પરીક્ષા પસાર કરી ઇ સ ૧૯૧૪ ની સાલમા એમ એ ની પરીક્ષા આપવાનો વિચાર કરેલો પરંતુ મન્દવેગ વશાત્ તે અપાઈ નહિ ઈ સ ૧૯૧૫ ની સાલમા ફરી એમ એ, ની પરીક્ષામા બેસવાનું નક્કી કર્યું અને તે મુંબાઈ પણ ગયા પરંતુ એકાએક શરીર બગડવાથી પરીક્ષા અપાઈ નહિ આ પ્રમાણે બે વખત એમ એ ની પરીક્ષા એક યા બીજા કારણે અપાઈ નહિ તેથી તે આપવાનો વિચાર પડતો મૂકયો અને ઇ સ ૧૯૧૬ ની સાલમા બીજી એલ એલ. બી ની પરીક્ષા આપી ડીગ્રી મેળવી અને ધંધાર્થે મુબાઈ જવાનું નક્કી કરી "બાહ્યિ કર

કાગા" એ નામની સૉલીસીટરની પેઢીમાં નોકરી સ્વીકારી અને મુબાઈમાં વકીલાત કરવી શરૂ કરી.

અમદાવાદ છોડી મુંબાઈ આવ્યા તે પહેલાં અમદાવાદમાં પોતાની જ્ઞાતિની *"સ્વસુધારક સભા" ને સજીવન કરી જ્ઞાતિમાં યોગ્ય* એવા સુધારા કરવા માટે પ્રવૃત્તિઓ આદરી. ઉપરાંત અમદાવાદની "સાહિત્ય સભા" માં સભ્ય તરીકે જોડાઈ સાહિત્યસેવા કરવાનો વિચાર કરેલો. અમદાવાદમાં સ્થપાએલી 'ગોખલે સોસાયટી' તથા 'હોમરૂલલીગ' ની શાખામાં સક્રિય ભાગ લઈ રાજકીય પ્રવૃત્તિમાં પણ પડવાનો મનસુબો કર્યો હતો.

પણ મુબઈમાં જીવનના હરેક ક્ષેત્રમાં સંગીન કાર્ય થઈ શકે એ ખ્યાલથી અમદાવાદ છોડ્યું અને મુબાઈ આવ્યા. આ વખતે એમની નવલિકાઓ અને હાસ્યરસ પ્રધાન લેખો ઘણા માસિકોમાં આવતા હતા અને આજ વખતે તેઓ વીસમીસદીના આદ્યસ્થાપક હાજીમહમદ અલારખીઆ શિવજીના સંસર્ગમાં આવ્યા અને તેમનો પ્રોત્સાહન અને સહકારથી "ગોવાલણી" વિ વાર્તાઓ "વીસમીસદી" મા પ્રસિદ્ધ કરી નવલિકાના આદ્ય લેખક તરીક ગુજરાતભરમા નામના મેળવી પણ તેમના તરફથી વધારે પ્રાણવાનને સુંદર કૃતિઓ આપણને મળે અને સાહિત્ય પ્રદેશમાં તેમની કીર્તિસુવાસ પ્રસરે તે પહેલાં તો ઇ. સ. ૧૯૧૯ ના જૂન માસની ૨૪મી તારીખે એપેન્ડીસાઈટીસના દર્દથી તે દેવલોક પામ્યા.

એમનું જીવન જેટલું ટુંકુ તેટલું જ ટુંકું એમનું સાહિત્યજીવન હતું અને તેથી તેમની એક પણ કૃતિ પુસ્તક રૂપે તેમની હયાતિમા બ્હાર પડી નહતી પણ ઇ. સ. ૧૯૩૫ ના જૂન માસમાં તેમના પત્ની ડૉ. ભાનુમતિ એ "ગોવાલણી અને બીજી વાતો" એ નામનો ૨૨ વાર્તાઓનો વાર્તા સંગ્રહ બ્હાર પાડ્યો છે. ઉપરાત તેમની કેટલીક અધૂરી વાર્તાઓ પ્રસિદ્ધ થવી બાકી છે. તેમણે અનેક હાસ્યરસપ્રધાન અને હળવા કાવ્યો લખેલાં છે તે જુદા જુદાં માસિકોમાં છપાએલા છે.

# સ્વ. વૈદ્ય પંચાનન જટાશંકર લીલાધર ત્રિવેદી

તેમનો જન્મ કાઠીઆવાડમા જામનગર પાસે આવેલ ધ્રોળ નામના ગામમા સવત ૧૯૧૫ના ચૈત્ર સુદી ૩ ના રોજ શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિના પારાશરગોત્રી ગાદે કુટુમ્બના લીલાધર લક્ષ્મીધર ત્રિવેદીને ત્યા થયો હતો; જટાશંકર એ લીલાધર ત્રિવેદીના સૌથી નાના પુત્ર હતા, અને તેમની બાળવયમાજ લીલાધર ત્રિવેદીનુ અવસાન થવાથી મોટાભાઇના આશ્રય નીચે કેળવણી મેળવી હતી એ વખતે સાધનોની અનુકૂળતા વગર ઈંગ્રેજી કેળવણી મેળવવી બહુ મુશ્કેલ હતી. છતા અનેક પ્રકારના સકટો વેઠી જામનગરની હાઇસ્કુલમા મેટ્રીક સુધીનો અભ્યાસ તેમણે કર્યો. અભ્યાસ પુરો થયા પછી કાઠીઆવાડના કેળવણી ખાતાના વડાના દફતરદાર નિમાયા હતા. જેથી ત્રણ ચાર વર્ષ સુધી આખા કાઠીઆવાડમા તેઓ એજ્યુકેશનલ ઈન્સ્પેકટર ગ. ગોપાળજી સુરભાઈ દેસાઈ સાથે ફર્યા હતા. ત્યાર પછી જામનગર હાઈસ્કુલમા શિક્ષક તરીકે નિમાયા હતા. જામનગરમા પોતાના ૪-૫ વર્ષના વસવાટમા શ્રીમાળી જ્ઞાતિની ઘણી સારી સેવા કરી હતી અને ત્યા શ્રીમાળી શુભેચ્છક સભા તથા " શ્રીમાળી શુભેચ્છક " માસિક સ્થાપ્યા હતા અને "સ્વધર્માભિમાન" વિગેરે પુસ્તકો લખ્યા હતા. આ અરસામા તેમણે જ્ઞાતિમા કેળવણીની પ્રગતિ થાય તેવા હેતુથી એક છાત્રાલય ખોલવા ઈચ્છા રાખી હતી; અને જ્ઞાતિ હિતચિન્તક સ્વ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ તથા સ્વ. ભાનાભાઇ મોહારામ ઓઝાએ જ્ઞાતિના કારણે રૂ. ૫૦૦) આપવાની પહેલ પણ કરી હતી. પરન્તુ અન્ય સહાય નહિં મળવાથી એ સમયની તેમની મુરાદ બર આવી શકી નહિં.

જામનગરના તેમના વસવાટ દરમ્યાન તેમની પ્રતિભાશાળી લેખનશૈલી અને સસ્કૃતનુ અસાધારણ જ્ઞાનથી ઘણા ગુણગ્રાહક સજ્જનોનુ અને જામનગરના વૈદરાજોનુ આકર્ષણ થયુ હતુ ગુણોથી આકર્ષાઈ કેટલાક વૈદરાજોએ પોતાની પાસે રહેવાની માગણી કરી, જેથી "નોકરી કરવી કે સ્વતત્ર ધધો કરવો ?" તે પ્રશ્ન તેમના મનમા ઉભો થયો નોકરી ચાલુ રાખી હોત તો વૈદરાજ જટાશકર રાવબહાદુર થયા હોત અને ગુજરતા પહેલા એક દાયમ માસિક રૂ ૨૦૦) નું પેનશન પણ બાધુ હોત છતા તેમનુ મન કોઈ સ્વતત્ર ધધા તરફ કાયમ ખેચાયું રહેતુ હતુ, અને તેજ મકલ્પબળથી મહાત્મા ઝંડુભટ્ટજી સાથે તેમનો મેળાપ થયો.

**મહાત્મા ઝંડુ ભટ્ટજી** ઉર્ફે કરૂણાશંકર વિઠ્ઠલજી કરૂણાનોજ અવતાર હતા અને ગુજરાત કાઠીઆવાડમાં તેઓ ધન્વન્તરીના અવતારરુપ હતા. તે મહાત્માની કરૂણા રા. જટાશંકરભાઈ ઉપર ઉતરી અને તેઓ રા. જટાશંકર માસ્તર મટીને વૈદ્ય બન્યા. હીરાના પારખ હજારો મળે છે પણ સદ્‌ગુણના પારખનાર કોઈક જ હોય છે, તે હીસાબે **મહાત્મા ઝંડુ ભટ્ટજીએ** ખરો હીરો પારખી કાઢયો અને માસ્તર જટાશંકરને વૈદ્યકનું વ્યવહાર અને શાસ્ત્રીય જ્ઞાન આપી વૈદ્ય બનાવ્યા.

આ રીતે વૈદ્ય જટાશંકરને વૈદ્યક ધંધામાં બરાબર તૈયાર થયેલા જોઈને **મહાત્મા ઝંડુ ભટ્ટજીએ** કહ્યું કે "અહિં તો મારા ઘણા શિષ્યો છે પણ ગુજરાતમાં મારો કોઇ શિષ્ય નહિં હોવાથી તમારે અમદાવાદ જવું." *મહાત્માની આ આજ્ઞા માથે ચડાવી કેળવણી ખાતાની નોકરીનું* રાજીનામું આપી વૈદ્ય જટાશંકર ઇ. સ. ૧૮૯૨માં અમદાવાદ આવી "ગુજરાત આર્ય ઓષધશાળા"ની સ્થાપના, મહાત્મા ઝંડુભટ્ટજીના હસ્તે કરી. દરેક ધંધામાં શરૂઆત મુશ્કેલીભરી હોય છે તેમ શરૂઆતમાં બે ત્રણ વર્ષ વૈદ્ય જટાશંકરને ઘણીજ મુશ્કેલીઓનો સામનો કરવો પડયો હતો, પણ ડાહ્યા માણસો કદિ નિરાશ થતા નથી અને પોતાનો ઉદ્યોગ બેવડા ઉત્સાહથી ચાલુ રાખે છે. સ્વતંત્ર ધંધો હાથ આવ્યા પછી મહાત્મા ઝંડુ ભટ્ટજીના આદેશ અને સંકેત મુજબ ગુજરાતમાં તંદુરસ્તી અને સુખશાંતિના જ્ઞાનનો પ્રચાર કેવી રીતે કરવો તે સવાલ ઉભો થવાથી વૈદ્ય જટાશંકરે **વૈદ્યકલ્પતરુ** માસિક સ્થાપ્યું. આ કાર્યમા પણ તેમને ઘણી મુશ્કેલીઓ નડી, અને આઠ વર્ષ સુધી મોટી ખોટ ખમીને આ માસિક ચાલુ રાખ્યું, જે હજુ સુધી નિયમિત સમાજની સેવા બજાવી રહ્યું છે. માસિકના ગ્રાહકોની સંખ્યા વધારવા માટે ભેટ તરીકે વૈદ્યક વિષયનું પુસ્તક આપવાની પ્રેરણા તેમને થઇ અને અન્ય સ્નેહીઓની પણ તે બાબતમાં સંમતિ મળવાથી પ્રતિવર્ષ વૈદ્યક વિષયનું એક પુસ્તક ભેટ તરીકે "વૈદ્યકલ્પતરુ" ના ગ્રાહકોને મળવાનું શરૂ થયું. ઉપરાંત હિંદી જાણનારાઓ માટે **હિન્દી વૈદ્યકલ્પતરુ** પ્રગટ કરવાની શરૂવાત કરી, જે આશરે નવ વર્ષ ચાલ્યા પછી પુરતા ગ્રાહકોના અભાવે બંધ કરવામા આવ્યું હતું.

સ્વ. વૈદ્યરાજની લેખનશૈલી અલૌકિક હતી. લખાણ લખવામાં તેમનું મન એટલું બધું ઓતપ્રોત થઇ જતું કે તે વખતે ભાગ્યેજ તેમને

આજુબાજુનો ખ્યાલ રહેતો, લખાણ કાર્યમા તેઓ અઢાર કલાકથી પણ વધારે સમય લેતા. પોતાના માસિકો અને પુસ્તકો ઉપરાત વર્તમાન પત્રોમા પણ વારંવાર લેખો લખી મોકલતા. આ દરેક કામને પહોચી વળવા માટે તેમને સખ્ત પરિશ્રમ કરવો પડતો હતો. શરીર સંરક્ષણ અને આરોગ્ય સબંધી જ્ઞાનના પ્રચાર અર્થે તેમણે ઘણા લોકોપયોગી વૈદકગ્રથો લખી બહાર પાડ્યા છે (૧) આરોગ્ય રહેવાના ઉપાય. (૨) બ્રહ્મચર્ય, (૩) ઘરવૈદું, (૪) બાળલગ્ન, (૫) ગુચ્છકર કલ્પતરુ. (૬) ધાત્રી શિક્ષા, (૭) સારીસતતિ. (૮) રોગી પરિચર્યા, (૯) ગરીબોનો વૈદ, (૧૦) નિર્બળતા, (૧૧) ખાનપાન અને નાના નાના નિબધો વિગેરે. બીજા પણ ઘણા પુસ્તકો ભેટ તરીકે અપાયેલા અન્ય વિદ્વાન લેખકો પાસે લખાવી પ્રગટ કરેલા છે.

"ગુજરાત આર્ય ઔષધશાળા"ની સ્થાપના થયા પછી થોડો વખત તેમા વપરાતી બધી દવાઓ જામનગરથી જ આવતી પણ પછી જેમ જરૂર જણાઈ તેમ તેમ દવાઓ પોતે જાતે બનાવવા માડી. શરૂઆતમા દવાઓ બનાવવાનુ, ખાડવાનુ, ગોળીઓ વાળવાનું તથા દવાઓ પેક કરવાનું કામ ઘરના માણસોએ હાથોહાથ કરવા માડ્યું; પણ બહાર ગામથી દવાઓની માગણી વધવા માંડી અને તેને પહોચી વળવા માટે "ગુજરાત ઔષધશાળા"ને ગુજરાત-આયુર્વેદિક ફાર્મસી ના રુપમા ફેરવી નાખી. અને દવાઓ મોટા જથ્થામા તૈયાર કરવાને માણસો તથા મજુરો રાખ્યા, અને તેને માટે અમદાવાદ શહેરથી દૂર નદીને સામે કાઠે કોચરબ પાલડી પાસે વિશાળ જમીનની ખરીદી કરી, ત્યા કારખાનું, ફાર્મસીની ઓફીસ અને રહેવાનુ રાખ્યુ. ધીમે ધીમે દવાઓની માગણી એટલી બધી વધી પડી કે તેને પહોચી વળવા માટે કારખાનામા યાત્રિકબળ (એન્જીન) વિગેરે સાધનોની મદદની જરૂર પડી અને થોડા વખત પહેલા એક નાની રસશાળાની દુકાન કે જે પોતાનું ખર્ચ માડમાડ ઉપાડી શકતી હતી, તેમાથી આખા દેશમા પોતાની દવાનો ફેલાવો કરનાર એક સ્વતંત્ર કારખાનું થયુ. વિશાળ જમીન, ભવ્ય બગલો, દવાના મોટા સંગ્રહ માટે બગલા નીચે બનાવેલું સુંદર ભોયરું, સંચાઓથી ચાલતું કારખાનું તથા છાપખાનું જોતા એક માણસ પોતાના ઉદ્યોગથી ધીમે ધીમે કેટલી ઉન્નતિ કરી શકે છે તેનો ખ્યાલ સહેજે આવે. આ અરસામા દવાઓ સામટા જથ્થામા બનાવી રાખવી પડતી હતી. આશરે એસીહજારની

મહાત્મા ઝંડુ ભટ્ટજી ઉર્ફે કરૂણાશંકર વિઠ્ઠલજી કરૂણાનોજ અવતાર હતા અને ગુજરાત કાઠીઆવાડમાં તેઓ ધન્વન્તરીના અવતારરૂપ હતા. તે મહાત્માની કરૂણા રા. જટાશંકરભાઈ ઉપર ઉતરી અને તેઓ રા. જટાશંકર માસ્તર મટીને વૈદ્ય બન્યા. હીરાના પારખ હજારો મળે છે પણ સદ્‌ગુણના પારખનાર કોઈક જ હોય છે, તે હીસાબે મહાત્મા ઝંડુ ભટ્ટજીએ ખરો હીરો પારખી કાઢયો અને માસ્તર જટાશંકરને વૈદકનું વ્યવહારૂ અને શાસ્ત્રીય જ્ઞાન આપી વૈદ્ય બનાવ્યા.

આ રીતે વૈદ્ય જટાશંકરને વૈદક ધંધામાં બરાબર તૈયાર થયેલા જોઈને મહાત્મા ઝંડુ ભટ્ટજીએ કહ્યું કે "અહિં તો મારા ઘણા શિષ્યો છે પણ ગુજરાતમાં મારો કોઇ શિષ્ય નહિં હોવાથી તમારે અમદાવાદ જવું." મહાત્માની આ આજ્ઞા માથે ચડાવી કેળવણી ખાતાની નોકરીનું રાજીનામું આપી વૈદ્ય જટાશંકર ઇ. સ. ૧૮૯૨માં અમદાવાદ આવી "ગુજરાત આર્ય ઔષધશાળા"ની સ્થાપના, મહાત્મા ઝંડુભટ્ટજીના હસ્તે કરી. દરેક ધંધામાં શરૂઆત મુશ્કેલીભરી હોય છે તેમ શરૂઆતમાં બે ત્રણ વર્ષ વૈદ્ય જટાશંકરને ઘણીજ મુશ્કેલીઓનો સામનો કરવો પડયો હતો, પણ ડાહ્યા માણસો કદિ નિરાશ થતા નથી અને પોતાનો ઉદ્યોગ બેવડા ઉત્સાહથી ચાલુ રાખે છે. સ્વતંત્ર ધંધો હાથ આવ્યા પછી મહાત્મા ઝંડુ ભટ્ટજીના આદેશ અને સંકેત મુજબ ગુજરાતમાં તંદુરસ્તી અને સુખશાંતિના જ્ઞાનનો પ્રચાર કેવી રીતે કરવો તે સવાલ ઉભો થવાથી વૈદ્ય જટાશંકરે વૈદ્યકલ્પતરુ માસિક સ્થાપ્યું. આ કાર્યમાં પણ તેમને ઘણી મુશ્કેલીઓ નડી, અને આઠ વર્ષ સુધી મોટી ખોટ ખમીને આ માસિક ચાલુ રાખ્યું, જે હજુ સુધી નિયમિત સમાજની સેવા બજાવી રહ્યું છે. માસિકના ગ્રાહકોની સંખ્યા વધારવા માટે ભેટ તરીકે વૈદક વિષયનું પુસ્તક આપવાની પ્રેરણા તેમને થઇ અને અન્ય સ્નેહીઓની પણ તે બાબતમાં સંમતિ મળવાથી પ્રતિવર્ષ વૈદક વિષયનું એક પુસ્તક ભેટ તરીકે "વૈદ્યકલ્પતરુ" ના ગ્રાહકોને મળવાનું શરૂ થયું. ઉપરાંત હિંદી જાણનારાઓ માટે હિન્દી વૈદ્યકલ્પતરુ પ્રગટ કરવાની શરૂવાત કરી, જે આશરે નવ વર્ષ ચાલ્યા પછી પુરતા ગ્રાહકોના અભાવે બંધ કરવામાં આવ્યું હતું.

સ્વ. વૈદ્યરાજની લેખનશૈલી અલૌકિક હતી. લખાણ લખવામાં તેમનું મન એટલું બધું ઓતપ્રોત થઇ જતું કે તે વખતે ભાગ્યેજ તેમને

આજુબાજુનો ખ્યાલ રહેતો, લખાણુ કાર્યમા તેઓ અઢાર કલાકથી પણ વધારે સમય લેતા. પોતાના માસિકો અને પુસ્તકો ઉપરાંત વર્તમાન પત્રોમા પણ વારંવાર લેખો લખી મોકલતા. આ દરેક કામને પહોચી વળવા માટે તેમને સખ્ત પરિશ્રમ કરવો પડતો હતો. શરીર સંરક્ષણુ અને આરોગ્ય સબંધી જ્ઞાનના પ્રચાર અર્થે તેમણે ઘણા લોકોપયોગી વૈદ્યકગ્રથો લખી બહાર પાડ્યા છે (૧) આરોગ્ય રહેવાના ઉપાય. (૨) બ્રહ્મચર્ય, (૩) ઘરવૈદું, (૪) બાળલગ્ન, (૫) છુછકર કલ્પતરુ. (૬) ધાત્રી શિક્ષા, (૭) સારીસંતતિ. (૮) રોગી પરિચર્યા, (૯) ગરીબોનો વૈદ્ય, (૧૦) નિર્બળતા, (૧૧) ખાનપાન અને નાના નાના નિબધો વિગેરે. બીજાં પણ ઘણા પુસ્તકો ભેટ તરીકે અપાયેલા અન્ય વિદ્વાન લેખકો પાસે લખાવી પ્રગટ કરેલા છે.

"ગુજરાત આર્ય ઔષધશાળા"ની સ્થાપના થયા પછી થોડો વખત તેમા વપરાતી બધી દવાઓ જામનગરથી જ આવતી પણ પછી જેમ જરૂર જણાઈ તેમ તેમ દવાઓ પોતે જાતે બનાવવા માડી. શરૂઆતમા દવાઓ બનાવવાનું, ખાડવાનુ, ગોળીઓ વાળવાનું તથા દવાઓ પેક કરવાનુ કામ ઘરના માણસોએ હાથોહાથ કરવા માડ્યું; પણ બહાર ગામથી દવાઓની માગણી વધવા માડી અને તેને પહોચી વળવા માટે **"ગુજરાત ઔષધશાળા"ને ગુજરાત–આયુર્વેદિક ફાર્મસી** ના રૂપમા ફેરવી નાખી. અને દવાઓ મોટા જથ્થામા તૈયાર કરવાને માણસો તથા મજુરો રાખ્યા, અને તેને માટે અમદાવાદ શહેરથી દૂર નદીને સામે કાઠે દાયરગ પાલડી પાસે વિશાળ જમીનની ખરીદી કરી, ત્યા કારખાનુ, ફાર્મસીની ઓફીસ અને રહેવાનુ રાખ્યુ ધીમે ધીમે દવાઓની માગણી એટલી બધી વધી પડી કે તેને પહોચી વળવા માટે કારખાનામા યાત્રિકબળ (એન્જીન) વિગેરે સાધનોની મદદની જરૂર પડી અને થોડા વખત પહેલા એક નાની રસશાળાની દુકાન કે જે પોતાનું ખર્ચ માડમાડ ઉપાડી શકતી હતી, તેમાથી આખા દેશમા પોતાની દવાનો ફેલાવો કરનાર એક સ્વતંત્ર કારખાનું થયુ. વિશાળ જમીન, ભવ્ય બંગલો, દવાના મોટા સંગ્રહ માટે બગલા નીચે બનાવેલ સુંદર ભોંયરું, સંચાઓથી ચાલતુ કારખાનું તથા છાપખાનું જોતા એક માણુસ પોતાના ઉદ્યોગથી ધીમે ધીમે કેવી ઉન્નતિ કરી શકે છે તેનો ખ્યાલ સહેજે આવે. આ અરસામા દવાઓ હામઠા જથ્થામા બનાવી રાખવી પડતી હતી. આશરે એસીહજારની

દવાઓ કાયમ સ્ટોકમાં રાખવામાં આવતી, અને તે બગડે નહિ તે માટે તેને જાળવવા માટે બહુજ કાળજીપૂર્વકનાં સાહિત્યો મોટા ખરચે વસાવ્યાં હતાં.

સ્વ. વૈદ્યરાજ જટાશંકર દર્દીઓ સાથે એટલા માયાળુપણે વર્તતા અને ધીરજ આપતા હતા કે તેમના સમાગમમાં આવેલા હરકોઈ દરદી સંપૂર્ણ સંતોષ પામતા હતા. બહારગામ બોલાવવામાં આવે તો અનેક કાર્યો પડતાં મુકીને દિવસે કે રાત્રે ચાલી નીકળતા હતા અને મહાત્મા ઝંડુ ભટ્ટજીની પેઠે પૈસાની કાળજી કરતાં દર્દી સારો થાય તેની કાળજી રાખતા હતા. ભયંકર દરદોવાળા દરદીની પથારી પાસે તેઓ કલાકોના કલાકો સુધી બેસતા હતા એટલુંજ નહિં પણ રાત્રે ઉઠીને પણ દર્દીની હાલત તપાસતા હતા. મહાત્મા ઝંડુભટ્ટજીની માફક માત્ર નિર્ભય અને શાસ્ત્રીય દવાઓ જ વાપરતા હતા. જ્ઞાનતંતુઓને બહેકાવી મુકનારી કે શક્તિની જલદ દવાઓનો કદિ પણ ઉપયોગ કરતા નહોતા પણ શક્તિની ટોનિક-દવાઓની જાળમાં ફસીને તન, મન અને ધનની ખુવારી કરનારાઓને પોતાના લેખો દ્વારા સદ્દપદેશ આપતા હતા, શક્તિની દવાઓની જાહેરખબરો સામે તેમને સખ્ત અણગમો હતો અને તેથી વારંવાર માસિકમાં અને વર્તમાનપત્રોમાં ઘણીજ કડક કલમ ચલાવેલી હતી. દવા સાથે પથ્યાપથ્ય ઉપર તેઓ ઘણું વજન આપતા અને તે બાબતમાં દરદીની સાથે બહુજ ખુલ્લા દિલથી ચર્ચા કરતા. કુદરતી ઉપાયોથી મટી શકે તેવાં દરદોમા તેઓ દવાનો ઉપયોગ ન કરતાં દરદીને નિયમમાં રાખી વગર દવાએજ સારો કરવાની કોશીષ કરતા; અને બધા દરદીને કુદરતના કાયદાનું પાલન કરીનેજ આરોગ્ય રહેવાનો ઉપદેશ હંમેશાં આપતા.

મહાત્મા ઝંડુ ભટ્ટજીની પ્રેરણા, ઉદ્દેશ અને ઉપદેશ લક્ષમાં રાખીને, અનેક સંકટો વેઠી, કેવળ કર્તવ્ય બુદ્ધિથી ધૈર્ય રાખી, તન, મન, ધનનો ભોગ આપીને દ્રવ્ય એકઠું નહિં કરતાં જે કાંઈ અર્થ પ્રાપ્તિ થતી તે ધંધામાંજ રોકતા હતા.

દરદીઓને આરોગ્યભૂવનમાં પાસે રાખી તેમની સારવાર તથા ઔષધ યોજના, આયુર્વેદનો પદ્ધતિસર અને અનુભવપૂર્વક અભ્યાસ ઉપલા આરોગ્ય ભૂવનમા કરીને વૈદ્યો તૈયાર કરવા માટે પાઠશાળા, અને દેશી ઔષધો તો મોટા પ્રમાણમાં પ્રજામાં પ્રચાર કરવા અર્થે મોટી મુડીવાળી રસશાળા, આ ત્રણે સાધનોથી આયુર્વેદની ઉન્નત્તિ અથવા સેવા થઈ શકે તેમ તેઓ

કર્તવ્ય માનતા અને એ ત્રણેની સ્થાપના માટે તેમણે તેમની જીંદગી પર્યંત નાંણાં માટે ખંતથી અને નિસ્પૃહપણે પ્રયત્નો કરેલા; પરંતુ મુડીવાદીઓની આયુર્વેદ પ્રત્યે ઉદાસિનતા અને વૈદ્યરાજના આવાં કાર્ય માટે તેમને દબાવીને નહિં કહેવાના અતિ નિસ્પૃહી સ્વભાવને લીધે આરોગ્ય-ભુવન અને પાઠશાળા ઇત્યાદિ કાર્યો પાર પડી શક્યાં નહિં, તો પણ પોતાથી બનતો પ્રયત્ન કરીને નવા યુવાનોને પગાર આપીને પણ તૈયાર કરવાને સ્વર્ગસ્થે કેટલાક યુવાનોને પાસે રાખ્યા હતા, જેમાંના કેટલાક અત્યારે પોતાનો સ્વતંત્ર ધંધો ઘણી સારી રીતે ચલાવે છે. વધુ સારા વૈદ્યો અને વ્યવહારૂ શિક્ષણ માટે તેમણે એક નાની યોજના ઉભી કરી હતી કે જેમાં દરદીઓને રાખીને તથા તેની સાથે શિક્ષણ શાળા સ્થાપીને વૈદક ધંધાનું વ્યવહારૂ અને શાસ્ત્રીય શિક્ષણ આપી શકાય. આ કાર્ય માટે મકાનો, સાહિત્યની જરૂર હતી જે માટે જાહેર પ્રજા પાસેથી તેમણે ઓછામાં ઓછા રૂા. ૧ લાખની માગણી કરી હતી; પરંતુ તે અરસામાં તેમની તબીયત લથડવા માંડી જેથી તે યોજના પણ અધુરી મૂકવી પડી.

ત્રીજો ઉપાય રસશાળાનો રહ્યો. આ કાર્ય તો તેમના હાથચીજ ચાલતું હતું. તેઓ જ્યારે અમદાવાદ પ્રથમ નિમાયા, અને મહાત્મા ભટ્ટજીએ જ્યારે તેમને સ્વતંત્ર રીતે કામ કરવા આજ્ઞા આપી ત્યારે થોડાક સમયમાં તેમણે રસશાળાને મોટા પાયા ઉપર લઈ જવા માટે ૧ લાખની યોજનાવાળી લીમીટેડ કંપની કરવાનું ઠરાવ્યું. પરંતુ કેટલાક ગૃહસ્થ શુભેચ્છકોની તે કામમાં સલાહ નહિં મળવાથી તુરત માટે તે યોજના પડતી મુકેલી પણ પાછળથી રૂ. ૬ લાખની યોજનાવાળી લીમીટેડ કંપની ઉભી કરી અને તેના શેરો ભરાયેલા પણ ખરા; પરંતુ દૈવની ઇચ્છાને કોઈ જાણી શકતું નથી તે મુજબ વૈદ્યરાજની તબીયતમા અચાનક ફેરફાર થવાથી તેઓને તે કાર્ય પડતું મુકવાની કુદરતી ફરજ પડી આ રીતે તે યોજના પણ સફળ થઈ નહિ અને ભરાયેલા શેરના નાણા પાછા મોકલી આપ્યાં.

આયુર્વેદના ઉદ્ધાર માટે વૈદ્ય સમ્મેલનો અને પ્રદર્શનો ભરાય છે. તેમની વ્યવસ્થા વિષે વૈદ્યરાજને વારંવાર તીક્ષ્ણ ટીકાઓ કરવી પડી છે, અને તેથી કેટલાકની ઇતરાજી પણ વહોરી લેવી પડી હતી પણ દરદને ટાળવાને જેમ કડવી દવાની કે સખ્ત પરહેજીની જેટલી જરૂર છે તેટલીજ જરૂર આ સમ્મેલનો અને પ્રદર્શનોને ફતેહમંદ અને કાર્યસાધક ઉતારવાને

એકસંપ અને સુવ્યવસ્થિત કારોબારની હતી, જે કોઇપણ સ્થળે તેમણે જોયેલ નહોતી. તેમને આ સમ્મેલનો અને પ્રદર્શનો તરફથી **ડીગ્રીઓ અને ચાંદો** મળેલાં હતાં. પણ કર્તવ્ય બુદ્ધિથી કામ કરનારને આવી ઉપાધિઓ કે પદકોની દરકાર હોતી નથી.

તેમનાં રચેલા પુસ્તકો પૈકી સૌથી પ્રથમ તેમણે "યુવાવસ્થાનો શિક્ષક" એ નામનું લખ્યું. જો કે તે સ્વતંત્ર પુસ્તક નથી. વિલ્યમ કોબેટ કૃત "એડવાઇઝ ટુ ધી યંગ" નો આધાર લઇ લખવામા આવ્યું છે; તોપણ તેમની લેખન શૈલીથી તે પુસ્તક અતિ લોકપ્રિય થઈ પડયું છે, અને વડોદરા રાજ્યમાં તે કેળવણી ખાતામાં ઇનામ ગ્રન્થ તરીકે મંજુર થયું છે.

"ઘરવૈદું" એ તેમની સ્વતંત્ર કૃતિ છે; જેની બરોબરી કરી શકે તેવું એક પણ પુસ્તક નથી અને આ ગ્રન્થ તૈયાર કરવામાં તેમને ઘણો શ્રમ પડયો હતો. પરંતુ લોકકલ્યાણની ઉંડી ભાવનાથી તે કોઇપણ કાર્ય કરવામાં શ્રમિત થતા દેખાતાજ નહિં. અને આવી ઉત્તમ ભાવનાથી તેમની આ કૃતિ અમર થઈ ગઈ છે. આઠ આઠ આવૃત્તિ થવા છતા હજુ તે પુસ્તકનું વેચાણ જરાપણ ઓસરવાયું નથી. જે દેશમાં એક આવૃત્તિ પણ સહેલાઇથી નીકળી શકતી નથી તે દેશમાં એક પુસ્તકની આઠ આવૃતિ થાય તેજ તેની લોકપ્રિયતાનો પ્રબળ પૂરાવો છે.

આ સિવાય "વૈદકલ્પતરુ" ની ભેટ તરીકે આપેલ "સારીસંતતિ" ના બન્ને ભાગ પણ એટલાજ લોકોપયોગી ઉદ્દેશથી તેમણે લખેલા છે. આ બધી તેમના નામને ઉજ્જવલ કરનારી અમરકૃતિઓજ છે.

સ્વગસ્થે અમદાવાદ, મુંબઈ, કલકત્તા, અને સુરતમાં પોતાની શાખાઓ નાખી છે જેમાંની કલકત્તાની શાખા પાછળથી તેમની નાદુરસ્ત તબીયતને કારણે બંધ કરવી પડી હતી. બાકીની શાખાઓ હજુ ચાલે છે, ઉપરાંત નાનાં મોટાં ગામોમાં એજન્સીઓ છે.

સ્વર્ગસ્થની ચિકિત્સા ગઢડાનિવાસી પ્રખ્યાત વૈદ્યરાજ નાનભટ્ટ અંબારામ કરતા હતા. પોતાનો મંદવાડ કાંઇક ઓછો થવાથી હરતાફરતા થયા હતા, અને પોતાનું મદ પડેલું કાર્ય પાછું બમણા ઉત્સાહથી ચાલુ કર્યું હતું, પણ જેમ ઓલવાતો દીપક વધારે પ્રકાશ થોડો વખત આપે છે તેમ તેમની આયુષ્ય દોરી તુટી પડવાની હોવાથી તેઓ પાછા દરદના

હુમલામાં સપડાયા; આ હુમલો તેમનો જીવલેણ નીકળ્યો. ચિકિત્સકોની સ્થળાંતર કરવાની સૂચના થવાથી કાઠીઆવાડમાં વઢવાણ મુકામે તેમને લઈ જવામાં આવ્યા. પરંતુ ત્યાંથી થોડાજ વખતમાં પાછું ફરવું પડ્યું, અને તા. ૨ જી જુન સને ૧૯૨૧ વૈશાખ વદી ૧૧ ની રાત્રે ૯ વાગ્યે આ ફાની દુનિયાનો ત્યાગ કરી તેમનો અમર આત્મા પરલોક પ્રતિ પરિયાણ કરી ગયો.

## —: એમની કૃતિઓ :—

| ગ્રંથનું નામ. | સાલ |
|---|---|
| ૧ ઘરવૈદ્ય (Family Medicine) | ૧૮૯૯ |
| ૨ સારી સંતતિ | ૧૮૯૯ |
| ૩ ધાત્રીશિક્ષા | ૧૯૦૭ |
| ૪ રોગીપરિચર્યા | ૧૯૦૯ |
| ૫ નિર્બળતા | ૧૯૧૫ |
| ૬ મળાવરોધ | ૧૯૧૨ |
| ૭ વાજીકર કલ્પતરૂ | ૧૯૦૧ |
| ૮ આરોગ્ય રહેવાના ઉપાય | ૧૮૯૬ |
| ૯ બ્રહ્મચર્ય | ૧૮૯૭ |
| ૧૦ આરોગ્ય અને આચારોની એકવાક્યતા | ૧૯૦૭ |
| ૧૧ સાસરે જતી પુત્રીને માની શિખામણ | ૧૯૦૬ |
| ૧૨ ખાનપાન | ૧૯૨૧ |
| ૧૩ બાળલગ્ન | ૧૮૯૮ |
| ૧૪ વિધવા વિવાહ વિષે વિચાર | ૧૯૦૪ |
| ૧૫ જૈન ધર્મ અને વૈદકશાસ્ત્ર | ૧૯૦૩ |
| ૧૬ ગરીબોનો વૈદ્ય | ૧૯૧૪ |
| ૧૭ વાગ્ભટ સૂત્રસ્થાન | ૧૯૦૮ |
| ૧૮ સુવાવસ્થાનો શિક્ષક | ૧૮૯૫ |
| ૧૯ સ્વધર્માભિમાન | ૧૮૯૦ |

એકસંપ અને સુવ્યવસ્થિત કારોબારની હતી, જે કોઈપણ સ્થળે તેમણે જોયેલ નહોતી. તેમને આ સમ્મેલનો અને પ્રદર્શનો તરફથી ડીગ્રીઓ **અને ચાંદો** મળેલાં હતાં. પણ કર્તવ્ય બુદ્ધિથી કામ કરનારને આવી ઉપાધિઓ કે પદકોની દરકાર હોતી નથી.

તેમનાં રચેલાં પુસ્તકો પૈકી સૌથી પ્રથમ તેમણે "યુવાવસ્થાનો શિક્ષક" એ નામનું લખ્યું. જો કે તે સ્વતંત્ર પુસ્તક નથી. વિલ્યમ કોબેટ કૃત "એડવાઇઝ ટુ ધી યંગ" નો આધાર લઇ લખવામાં આવ્યું છે; તોપણ તેમની લેખન શૈલીથી તે પુસ્તક અતિ લોકપ્રિય થઈ પડયું છે, અને વડોદરા રાજ્યમાં તે કેળવણી ખાતામાં ઇનામ ગ્રન્થ તરીકે મંજુર થયું છે.

" ઘરવૈદું " એ તેમની સ્વતંત્ર કૃતિ છે; જેની બરોબરી કરી શકે તેવું એક પણ પુસ્તક નથી અને આ ગ્રન્થ તૈયાર કરવામાં તેમને ઘણો શ્રમ પડયો હતો. પરંતુ લોકકલ્યાણની ઉંડી ભાવનાથી તે કોઇપણ કાર્ય કરવામાં શ્રમિત થતા દેખાતાજ નહિ. અને આવી ઉત્તમ ભાવનાથી તેમની આ કૃતિ અમર થઈ ગઈ છે. આઠ આઠ આવૃત્તિ થવા છતા હજુ તે પુસ્તકનું વેચાણ જરાપણ ઓસરાયું નથી. જે દેશમાં એક આવૃત્તિ પણ સહેલાઇથી નીકળી શકતી નથી તે દેશમા એક પુસ્તકની આઠ આવૃતિ થાય તેજ તેની લોકપ્રિયતાનો પ્રખર પુરાવો છે.

આ સિવાય "વૈદકલ્પતરુ" ની ભેટ તરીકે આપેલ " સારીસંતતિ " ના બન્ને ભાગ પણ એટલાજ લોકોપયોગી ઉદ્દેશથી તેમણે લખેલા છે. આ બધી તેમના નામને ઉજ્જવલ કરનારી અમરકૃતિઓજ છે.

સ્વગસ્થે અમદાવાદ, મુંબઈ, કલકત્તા, અને સુરતમાં પોતાની શાખાઓ નાખી છે જેમાંની કલકત્તાની શાખા પાછળથી તેમની નાદુરસ્ત તબીયતને કારણે બંધ કરવી પડી હતી. બાકીની શાખાઓ હજુ ચાલે છે, ઉપરાંત નાનાં મોટાં ગામોમાં એજન્સીઓ છે.

સ્વર્ગસ્થની ચિકિત્સા ગઢડાનિવાસી પ્રખ્યાત વૈદરાજ નાનભટ્ટ અંબારામ કરતા હતા. પોતાનો મંદવાડ કાઇક ઓછો થવાથી હરતાફરતા થયા હતા, અને પોતાનું મંદ પડેલું કાર્ય પાછું બમણા ઉત્સાહથી ચાલુ કર્યું હતું, પણ જેમ ઓલવાતો દીપક વધારે પ્રકાશ થોડો વખત આપે છે તેમ તેમની આયુષ્ય દોરી તુટી પડવાની હોવાથી તેઓ પાછા દરદના

હુમલામાં સપડાયા; આ હુમલો તેમનો જીવલેણ નીકળ્યો. ચિકિત્સકોની સ્થળાંતર કરવાની સૂચના થવાથી કાઠીઆવાડમાં વઢવાણ મુકામે તેમને લઇ જવામાં આવ્યા. પરંતુ ત્યાથી થોડાજ વખતમાં પાછું ફરવું પડયું, અને તા. ૨ જી જુન સને ૧૯૨૧ વૈશાખ વદી ૧૧ ની રાત્રે ૯ વાગ્યે આ ફાની દુનિયાનો ત્યાગ કરી તેમનો અમર આત્મા પરલોક પ્રતિ પરિયાણ કરી ગયો.

## —: એમની કૃતિઓ :—

| | ગ્રંથનું નામ. | સાલ |
|---|---|---|
| ૧ | ઘરવૈદુ (Family Medicine) | ૧૮૯૯ |
| ૨ | સારી સંતતિ | ૧૮૯૯ |
| ૩ | ધાત્રીશિક્ષા | ૧૯૦૭ |
| ૪ | રોગીપરિચર્યા | ૧૯૦૯ |
| ૫ | નિર્બળતા | ૧૯૧૫ |
| ૬ | મળાવરોધ | ૧૯૧૨ |
| ૭ | વાગ્ભટ કલ્પતરૂ | ૧૯૦૧ |
| ૮ | આરોગ્ય રહેવાના ઉપાય | ૧૮૯૬ |
| ૯ | બ્રહ્મચર્ય | ૧૮૯૭ |
| ૧૦ | આરોગ્ય અને આચારોની એકવાક્યતા | ૧૯૦૭ |
| ૧૧ | સાસરે જતી પુત્રીને માની શિખામણ | ૧૯૦૬ |
| ૧૨ | ખાનપાન | ૧૯૨૧ |
| ૧૩ | બાળલગ્ન | ૧૮૯૮ |
| ૧૪ | વિધવા વિવાહ વિષે વિચાર | ૧૯૦૪ |
| ૧૫ | જૈન ધર્મ અને વૈદકશાસ્ત્ર | ૧૯૦૩ |
| ૧૬ | ગરીબોનો વૈદ | ૧૯૧૪ |
| ૧૭ | વાગ્ભટ સૂત્રસ્થાન | ૧૯૦૮ |
| ૧૮ | યુવાવસ્થાનો શિક્ષક | ૧૮૯૫ |
| ૧૯ | સ્વધર્માભિમાન | ૧૮૯૦ |

## વલ્લભજી હરિદત્ત આચાર્ય

એઓ જ્ઞાતે વડનગરા નાગર બ્રાહ્મણ, જુનાગઢના વતની, જન્મ સં ૧૮૯૬ના જ્યેષ્ટ વદ ૧૨ ને રોજ થયો હતો પિતાનું નામ હરિદત્ત અને માતુશ્રીનું નામ વિજયકુંવર છે તેમનો પ્રથમ વિવાહ સં ૧૯૦૨મા વેરાવળ ગીરજાશંકર દેવજીની જ્યેષ્ઠ પુત્રી સાથે થયો હતો તેમનુ મૃત્યુ થતા બીજી વારનો વિવાહ સ ૧૯૧૪મા થયેલો

જુનાગઢની સંસ્કૃત પાઠશાળામા સસ્કૃતનો અભ્યાસ શરૂ કરેલો, અહિં કવિતા લખવાનો શોખ લાગેલો, અને કેટનાક શ્લોકો પણ રચ્યા હતા સં ૧૯૧૭મા પંડિત ભગવાનલાલ ઇંદ્રજીને અશોકના શિલાલેખોની નકલ ઉતારવામા તે મદદ કરતા અને તે બદલ તેમને રૂ ૧૦/- માસિક રૉ ભાઉ દાજી તરફથી મળતા તે પછી તેમની તબીયત બગડી હતી, પણ થોડા દહાડા ફેર જતા તે સુધરી હતી તે ગાળામા વલ્લભજીએ જુનાગઢમા સર્વ માતાજીનો ગરબો, ચંડીપાઠના સારનો ગરબો, ચંદ્રહાસ આખ્યાનના દુહા વગેરે કર્યા હતા સં ૧૯૧૮મા પાટણ જવાનુ થતા ત્યાના શિલાલેખોની નકલ કરી, તે નકલોને પુસ્તક રૂપે બાધી કર્નલ વોટસનને તે બતાવી હતી, અને ત્યારથી તેમની સાથે સબંધ બધાયો હતો વૈદિક નિઘંટુનો શ્લોકબદ્ધ કોશ તેમજ કેટનાક ગરબા આ વર્ષમા લખ્યા હતા

તે પછી જુદે જુદે સ્થળે પ્રથમ શિક્ષક તરીકે તેમણે કામ કર્યું હતું સ ૧૯૨૪મા પ્રેસ મેનેજર તરીકે તે નિમાયા, અને નવાબ સાહેબની કૃપા થવાથી તેમની સાથે હરવાફરવાનુ ઘણુ થતું હતુ

સન ૧૮૮૮મા વિક્ટોરીઆ જ્યુબિલિ મ્યુઝિયમમા તમની નિમણુક થઈ હતી, પછીથી એ ફડનો બીજા કાર્યમા ઉપયોગ થતા સન ૧૮૮૨મા વોટસન મ્યુઝિયમ ઑફ ઍન્ટીક્વીટીઝના ક્યુરેટર તરીકે ફેરફારી થઇ હતી અને તે જગ્ગો પર જીવનપર્યંત નોકરી કરી હતી એ મ્યુઝિયમનો સગ્રહ વધારવા અને વ્યવસ્થિત કરવામા સ્વર્ગસ્થે ઘણો શ્રમ લીધો હતો, અને પ્રતિ વર્ષ કાઠિયાવાડમા પ્રવાસ કરીને અનેક ઐતિહાસિક અવશેષો પ્રાપ્ત કર્યા હતા જે માટે આખુ ગુજરાત તેમનુ સદા ઋણી રહેશે તેમની પ્રવાસનોંધો કિંમતી છે અને ઈતિહાસના અભ્યાસીને તે બહુ ઉપયોગી માલુમ પડશે

એમનો એ શોખ-પુરાતત્ત્વ, સંશોધન વગેરેનો-એમના પુત્ર શ્રી ગિરિજાશંકરભાઇમા વારસામા ઊતરેલો છે, અને એમણે પિતાનું એક પુરાતત્વિદ તરીકેનું નામ અને સ્થાન સારી રીતે સાચવીને, શોભાવ્યુ છે

## —:એમની કૃતિઓ:—

| | | |
|---|---|---|
| (૧) | વાઘેશ્વરીની હમચી. | વિ. સં ૧૯૧૭ |
| (૨) | ચંડીપાઠના સારનો ગરબો. | ૧૯૧૮ |
| (૩) | ચંદ્રહાસોપખ્યાનના દુહા. | ,, |
| (૪) | વૈદિક નિઘંટુનો શ્લોકબદ્ધ કોશ. | ૧૯૧૯ |
| (૫) | નવરાત્રીના ગરબા સ્તોત્ર. | ૧૯૨૧ |
| (૬) | પ્રબોધ ચંદ્રોદય નાટકનું ગુજરાતીમાં ભાષાંતર. | ૧૯૨૨–૩૦ |
| (૭) | ધર્મમાળાનું ભક્તિવિચાર સૂત્ર. | ૧૯૨૭ |
| (૮) | ચંડીઆખ્યાન ચંડીપાઠ પદ્યમાં (ગુજરાતી). | ૧૯૩૦–૩૯ |
| (૯) | મહિમ્નિસ્ત્રોત્ર. | ૧૯૩૨ |
| (૧૦) | સદ્‌ગુણી સ્ત્રી ચરિત્ર. | ૧૯૪૩ |
| (૧૧) | વોટસન વિરહ ગુજરાતી પદ્ય. | ૧૯૪૫–૫૨ |
| (૧૨) | સોમનાથની સંસ્કૃત આરતિ. | |
| (૧૩) | રામાયણ સમશ્લોકી–ગુજરાતીમાં (અપ્રસિદ્ધ). | ૧૯૫૮ |
| (૧૪) | સૈરંધ્રી ચંપુ. | ૧૮૫૯–૬૩ |
| (૧૫) | કીર્તિ કૌમુદી સમશ્લોકી-ગુજરાતીમાં. | ૧૯૬૨–૬૪ |
| (૧૬) | વિક્રમાંક દેવચરિત–ગુજરાતી ભાષાંતર. | ૧૯૬૪ |

તે ઉપરાંતઃ—(૧) કવિતા વાકય શતક.
(૨) સાવિત્રી ચરિત્રનાં ઢાળિયાં.
(૩) આરતીમાલા.
(૪) અન્ત્યપ્રાસ કોશ.
(૫) અશોક તેમજ ક્ષત્રપ સંબંધી ભાષણો.

---

## ડૉ. હરિલાલ હર્ષદરાય ધ્રુવ

આ પરોપકારી સ્વદેશભક્ત સાક્ષર શિરોમણિ ડૉ. હરિલાલનો જન્મ વિ. સં. ૧૯૧૨, વૈશાખ સુદિ ૬, ઈ. સ. ૧૮૫૬, મે તા. ૧૦ ને રવિવારે દહેગામ પરગણામાં બહિયેલ ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ હર્ષદરાય હતું. તેઓ દસ્ક્રોઈના મામલતદાર હતા. તેમની માતાનું નામ રેવાબાઈ હતું. માતાપિતા ઉભય શાન્ત સ્વભાવનાં અને ધર્મનિષ્ઠ હતાં.

તેઓ જ્ઞાતિયે સાઠોદરા નાગર ગૃહસ્થ હતા. તેમનું ગોત્ર ભારદ્વાજ અને અંગિરા, બાર્હસ્પત્ય, અને ભારદ્વાજ ત્રિપ્રવર હતાં. શાખા શાંખાયની હતી. ઉપાધિ ધ્રુવ હતી.

ઇ. સ. ૧૮૬૧માં તેમણે ગૂજરાતી અભ્યાસ આરમ્ભાયો હતો, અને ઈ. સ. ૧૮૬૪માં ઈંગ્રેજી શીખવા માંડ્યું હતું.

ઇ. સ. ૧૮૬૫માં તેમને ઉપનયન સંસ્કાર થયો અને ઇ. સ. ૧૮-૬૭માં મણિલક્ષ્મી નામની કન્યા સાથે લગ્નનો વિધિ આચાર થયો હતો.

બાલ્યકાલથી જ સભા સ્થાપવાનો અને ભાષણો કરવાનો શોખ હતો. મેટ્રિક ક્લાસમાં તે દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલના હાથ નીચે હતા. તેઓ સાહેબ કહે છે–"તે બહુ ચાલાક, અને બહુ મહેનતુ હતા, સંસ્કૃતમાં ઘણા હુશિયાર હતા, અને કોઈ દિવસ વાંક કે ઠપકાને પાત્ર થયા ન હતા. સ્વભાવે પણ બહુ મળતાવડા તથા વિનયી અને ઘણા નમ્ર હતા." ઇ. સ. ૧૮૭૩મા તે મેટ્રિકમાં પાસ થયા હતા અને સાર્વજનિક કાર્યોમા ભાગ લેવા લાગ્યા હતા. આજ વર્ષમાં તેમણે ઈંગ્રેજીમાં 'Patriot's Vision' લખ્યું હતું. જેનું આગળ ઉપર આપણા હાલના જાણીતા સાક્ષર શ્રી રમણભાઈયે 'સ્વદેશ વાત્સલ્યનું ચમત્કાર દર્શન' નામથી ગૂજરાતીમાં ભાષાન્તર કીધેલું. 'આર્યોત્કર્ષ' વ્યાયોગ પણ આજ વખતે રચાયું હતું.

ઇ. સ. ૧૮૭૭માં બી. એ. પાસ થયા હતા.

ઇ. સ. ૧૮૭૬માં ખણ્ડ કાવ્ય 'કૌમુદી માધવ' લખ્યું હતું.

ઇ. સ. ૧૮૮૦માં એલ એલ. બી. થયા હતા. તેમના સંસ્કૃત જ્ઞાન માટે પ્રો. ભાણ્ડારકર અને પ્રો. ડૉ. પિટર્સન્ જેવા પણ્ડિતો ઘણો ઉંચો મત ધરાવતા હતા. અને પ્રો. ડૉ. પિટર્સન, પ્રો. ડ્યુસન્ અને ડૉ. રોસ્ટ જેવાઓ તેમના મિત્ર થયા હતા. આજ અરસામા જ્ઞાતિના મુખપત્ર રૂપ

'નાગર ઉદય' માસિકના તે સમ્પાદક હતા પ્રાચીન શોધખોળના પ્રયાસો પણ આ સમયે ચાલી રહ્યા હતા અને ત્હેને અંગે ડૉ. બર્જેસના સંસર્ગમા આવી ત્હેના પણ એક માનીતા મિત્ર થઈ પડ્યા હતા. ડૉ. બર્જેસ અને ડૉ. બ્યૂહલર્ જેવા તેમની સલાહ અનેકવાર પૂછતા તેમણે અનેક સંખ્યાબંધ તામ્રપત્રો, શિલાલેખો, શિલાપટ્ટો, પ્રશસ્તિયો વગેરે શોધી કહાડી વિલાયતના માસિકોમા પ્રકટ કરી ખ્યાતિ મેળવી હતી.

ઈ. સ. ૧૮૮૧થી ૮૪ સુધી શિક્ષા વિભાગમા શિક્ષક તરીકે કાર્ય કર્યું હતું, અને પછે સુરતમા વકીલાત આરમ્ભી અને સાથે સાથે સુરત, અમદાવાદના તમામ પત્રો તથા માસિકોમા પોતાની કલમ નચાવી રહ્યા હતા, અને જાહેર કામમા ભાગ લઈ ગુજરાતને પણ ઉદ્દીપ્ત કરી રહ્યા હતા. ગુજરાતના પ્રાચીન ઈતિહાસ ઉપર પ્રકાશ પાડતા અનેક લેખોથી 'બુદ્ધિપ્રકાશ'ને નવાજી રહ્યા હતા અને 'એક ચિત્ર દર્શન' નામનુ ચિત્ર કાવ્ય લખી સાક્ષર, વિવેચક નવલરામભાઈના પણ મિત્ર થઈ પડ્યા અને ત્હેના ફળરૂપ તે વિવેચકે તે કાવ્ય ઉપર ખાસ વિવેચન લખ્યુ હતું.

ઇ સ. ૧૮૮૨મા લૉર્ડ રિપનની કાર્યકીર્દિના ફળરૂપ તા ૩૦ની ઑગસ્ટે 'પ્રજાહિત વર્ધક સભા'ની સુરતમા સ્થાપના કરી હતી. અને તેના સગી અને મત્રી તથા સભાસદ અને સભાપતિ પણ તે પોતે હતા. આ સસ્થા દ્વારા ગુજરાતમા સ્વદેશાભિમાન અને જાતિયતાના બીજ તેમણે રોપ્યા હતા સુરત મ્યુનિસિપાલિટીના તે કાઉન્સિલર હતા; અને ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના તે લાઈફ મેમ્બર હતા

વકીલ તરીકે વિસ્તરેલા નામથી ગાયકવાડ સરકારનુ ધ્યાન ખેચી તેમના આમંત્રણાનુસાર તે ગજ્ય સાથે જોડાઈ 'ડિસ્ટ્રિક્ટ અને સેશન્સ જજ'નો માનવન્તો હોદ્દો મેળવી શક્યા હતા અને 'રાવ બહાદુર' થવાનુ પણ માન પામ્યા હતા

ઈ. સ ૧૮૮૯મા, સ્ટૉકહોમમા ભરાયલી ઑરિયેન્ટલ કૉન્ગ્રેસમા તે ગાયકવાડ મહાગજના ડેલિગેટ તરીકે ઉપસ્થિત થયા હતા તેમના ત્યા આપેલા ભાષણો તથા ત્યા વાચેલા વિદ્વતાભર્યાં નિબંધોથી તેમણે યુરોપના વિદ્વાનોને વિસ્મયમૂઢ કરી નાખ્યા હતા અને ત્યાના મહારાજાને પણ તેમ્હણે પોતાના જ્ઞાનથી એટલા ચકિત કરી દીધા હતા કે તેમ્હણે તેમને ખાસ ખાણુ, પોતાના રાજમ્હેલમા, આપ્યુ હતુ, અને પોતાની છબિ સાથેના સોનાના ચાદથી વિભૂષિત કર્યાં હતા, તથા 'ડૉકટર ઑફ લિટરેચર

એન્ડ'આર્ટસ 'ની ડિગ્રી આપી સન્માન્યા હતા. પ્રુદ્દિસ્ટ પાલી સ્કોલર પ્રો. રહીસ ડેવીસે તેમ્હને 'પાલીટેક્સ્ટ સોસાઇટી'ના મેમ્બર બનાવી માન આપ્યું હતું. અને તે ઉપરાંત લંડનની 'રોયલ એશિયાટીક સોસાઇટી'ના તથા 'એન્થ્રોપ્રોલોજીકલ સોસાઇટી'ના મેમ્બર થવાનું તેમને માન હતું. જર્મનીમાં બર્લીન યુનિવ્હર્સિટીએ તેમ્હને ડૉ. ભાણ્ડારકરની માફક પીએચ. ડી. ની ડિગ્રી આપી તેમ્હની વિદ્વત્તાની કદર પીછાની હતી. ફ્રાન્સ, સ્વિઝરલૅન્ડ આદિ યુરોપના રમણીય પ્રદેશોમાં મુસાફરી કરી હતી અને સ્વાનુભાવ રસિક, 'યુરોપયાત્રાના પત્રો' તથા 'પ્રવાસ પુષ્પાંજલિ' નામનાં કાવ્યો રચ્યાં હતાં. આ કાવ્યો તેમની કવિત્વશક્તિની પરાકાષ્ઠાનું દર્શન કરાવે છે.

ઈ. સ. ૧૮૯૩માં 'બોમ્બે યુનિવ્હર્સિટી'એ તેમ્હને 'વિલ્સન ફાઈલોલોજીકલ લેકચરર' નીમી, તેમની જ્ઞાનની કદર કરી, પ્રો. ડૉ. ભાણ્ડારકર જેવું મહાન માન આપ્યું હતું.

ઈ. સ. ૧૮૯૬માં રોયલ એશિયાટિક સોસાઇટી આગળ 'વેદ' તથા 'જૂના લેખો' સમ્બન્ધિ અનેક નિબન્ધો વાંચ્યા હતા. મુંબાઇ તથા વિલાયતના પ્રખ્યાત અને પ્રધાન માસિકોમાં તેમજ જર્મન માસિકોમાં પણ તે લખતા. ઇ. સ. ૧૮૯૬ના માર્ચમાં 'વસન્ત વિલાસિકા' તેમ્હની રચેલી પ્રકટ થઈ હતી અને એપ્રિલ-મેમાં તેમના કાવ્યોનો સંગ્રહ 'કુન્જવિહાર' પ્રસિદ્ધિ પામ્યો હતો. તેમ્હણે પાલી ભાષામાથી 'બૌદ્ધ સૂત્રો'નું ભાષાન્તર કીધુ છે; જે હજી અપ્રસિદ્ધ છે. પોતે પણ 'સૂત્રો' નવા રચ્યાં હતાં. તેમ્હના ઘણા લખાણો હજુ અપ્રસિદ્ધ છે. 'આહાર મીમાંસા' નામનો માંસાહારનું ખંડન અને અન્નહારનું મંડન કરતો એક નિબંધ તેમ્હણે લખ્યો છે; જે સુપ્રસિદ્ધ છે.

તેમ્હણે જ્યોમેટ્રિના સ્કન્ધો સંસ્કૃતમા જગન્નાથ પંડિતના રચેલા શોધી કહાડી સમ્પાદિત કર્યા હતા; જે મુંબાઈ સરકારે ચારેક વર્ષ ઉપર જ પ્રકટ કીધા છે.

'સાક્ષર સહાયક પ્રજા પ્રબોધક મંડળ'ના તે પેટ્રન હતા; અને તેહેની વિવેચક તથા પરીક્ષક મંડળીના તે સભાસદ હતા.

'ચંદ્ર'ના તંત્રી તરીકે ગૂજરાતમાં અનેક ઉત્સાહી તરુણની કવિતા શક્તિને તેમ્હણે પોષીને ખીલાવી હતી. આ પ્રમાણે ગુજરાતી સાહિત્યની

તેમ્હણે ઘણી સેવા બજાવી છે તેમ્હના ગ્રંથો વિદ્વાન વર્ગમાં સુપરિચિત અને સુપ્રતિષ્ઠિત છે. સ્વદેશ સેવા એ તેમ્હનો જીવન મંત્ર હતો તેમ્હના કાવ્યોમાં સર્વત્ર સ્વદેશ પ્રીતિ, સ્વદેશાભિમાન, અને જાતિયતા નીતર્યાં કરે છે.

તેમ્હણે તેમ્હના કુટુમ્બમાં પણ સાહિત્યસેવાના બીજ રોપ્યા છે

તે અનેક પ્રવૃત્તિવાળા મહા પુરુષ હતા અનેક માર્ગે પોતાની પ્રવૃત્તિ ન નિયોજતા એકજ માર્ગે યોજી હોત તો તે સવિશેષ દીપી નીકળત નૈસર્ગિક કાવ્ય શક્તિ તેમ્હનામાં કેટલી પ્રબળ હતી તે તેમ્હના 'પ્રવાસ પુષ્પાજંલિ' ઉપરાન્તના પ્રવાસમાં લખાયેના અનેક કાવ્યો ઉપરથી સહજ અનુભવાય છે તેમ્હની કવિતા સ્વાનુભવ રસિક છે તેમ્હની કવિતા શૈલી પ્રથમ સંસ્કૃતમય હતી, પછી ફાર્સી થયેની તેમાં અંત સુધી ફેરફાર થતો ગયો હતો. તેમ્હના છેવટના કાવ્યો જે હજુ અપ્રસિદ્ધ છે તે અતિશય સરલ, સુંદર, મનોહર અને ભાવમય છે વખતના વહવા સાથે તેમની કવિતા પ્રસિદ્ધિ પામતી જશે અને તેમની સેવા ગૂજરાતી સાહિત્યમાં કેટની બધી છે તે પણ સમજાશે અસ્તુ

પાઠાના દરદથી સુરતમાં તે ઈ સ. ૧૮૯૬ના જુનની તા ૨૯ મીએ ચાલીશ વર્ષની વયે અવસાન પામ્યા હતા.

## — એમની કૃતિઓ —

(૧) આહારમીમાંસા
(૨) આહારમીમાંસા તથા નિર્ણય
(૩) આર્યોત્કર્ષ વ્યાયોગ
(૪) કુંજ વિહાર
(૬) પ્રવાસ પુષ્પાજંલિ
(૬) પ્રાચીન ગુજરાતી સાહિત્ય રત્નમાળા
(૭) લઘુ ચાણક્ય
(૮) રમત વિનાસિકા

• વિદેહી ગુજરાતી ચાસુરો ઉપરથી

# ૧૯૩૫ની કવિતામાંથી ચૂંટણી

## ભાવવૈવિધ્ય

(પૃથ્વી)

ધરે ! રખડુ હામહામ ભટકંત પાછો ફરેઃ
ફરે ધણુ સમોઃ 'અસૂર થયું' એમ ઉતાવળો,
દરેક ડગલે રજો થળથળોનિ ખંખેરતો;
ફરે ખગ સમોઃ 'હજી નભ સુહામણું' એમ એ
સમીપ પણુ નીડ બ્હાર જરિ સાંધ્ય શોભામહીં,
પ્રસારિ ફફડાવી પાંખ, રચિ વર્તુલો સેલતો;
ફરે જન મુમુક્ષુ જેમઃ 'પરધામ'થી અન્ય તે,
ઇહિ–સ્થલ બધાં સમાન, ઉરનો વિસામો ન ક્યાં,
વિરાગ મનમાંહ્ય એમ 'ઘર'–વ્હાલ મંદાવતો;
ફરે વિધુર શોઃ ફરી અનુભવંત જૂનો વ્રણુ;
ફરે–નિજ પડ્યાં મુકેલ લઘુ મોટ કર્તવ્યમાં
નવા ઉજમથી ફરી સડસડાટ લાગી જવા.
પતી રખડઃ જીવ એકલ, ધરે તું પાછો ફરે;
તરંગ લહરે દિલે તુજ કયા કયા આ પળે !

(નવચેતન) બલવન્તરાય ક. ઠાકોર

## આથમણી બારી

(અંજની)

ઉત્તર દખ્ખણુ અને ઉગમણાં,
ભલે ભીડજો બારીબારણાં,
એક રાખજો ખુલ્લી મારી
આથમણી બારી.

(મિશ્ર)

પ્રકાશની સ્વારી વધાવવાને
ના પૂર્વ કે ઉત્તર દખ્ખણે જવા
પડે, હસીને દિશ સર્વ ઉલ્લસી
ઝીલી રહે સિંચન તેજપ્રાણનાં.
રે, કિંતુ આ ઓસરતા પ્રકાશે
દિશા નિચોવાઈ જતી બધી લહું.
સ્નેહીસગાના ભડદ્વારમાંથી
લહ્યું બધુ જીવન ઊગી ખીલતું,

એ અસ્ત યાતી રવિની પ્રભાને
ધારી રહે પશ્ચિમ એકલી જ.
છેલ્લી કળા એ કિરણોની જોવા
છે કામની આથમણી જ બારી,
એના સુના હું વિરમી ઉછંગમાં
જોઈશ આ આથમતી જ જિંદગી.
ત્યાં આથમંતું જગને નિહાળવ
પ્રાર્થું છું હું અંતરબારી કોઈની

(અંજની)

ઉદય બપોર તણા સુખભવને
ભલે ભિડાતાં દ્વાર જીવને,
કોક ખુલ્લી પણ રહેજો મારી
આથમણી બારી.

(કુમાર) સુન્દરમ્

---

## દ્વિરંગી જ્યોત

( રાગ માંડ: તાલ ગઝલ-પશ્તો )

ધ્રૂજી ધ્રૂજી જળે ને ધગધગે
જગે જીવનની રસજ્યોતઃ
જળે જળે છતા લળી ઝગઝગે,
એવી જીવનની અમીજ્યોત ! —(ધ્રુવ)

સોનલ કોડિયે અમૃત ભરિયા,
કિરણુ વણી મહીં વાટ;
વેદનઝાળથી તે સળગાવી,
જળતી ઝગે જગપાટ રે,
એવી જીવનની અમીજ્યોત. (૧)

અંદર અમૃતરસભર છલકે,
ઉપર વેદનઝાળઃ
અમૃતપાન કરે તે જળે હો,
સંતોનો પંથ કરાળ રે!
એવી જીવનની અમીજ્યોત. (૨)

અંધારે ઉગશે તારલા ને
કાટે ફેરશે ફૂલ;
જળવું જગતને બારણે ને
ઝબકી લઈ થવું ગૂલ રે!
એવી જીવનની અમીજ્યોત. (૩)

દારૂણ વેદના હોયે ભલે પણ,
અંતર બળ દે એ જ;
વાદળવહન વિના નહિ વૃષ્ટિ ને
અગ્નિ વિના નહિ તેજ રે!
એવી જીવનની અમીજ્યોત. (૪)

ક્યાં લગી જળતું આ જીવન જાશે,
ક્યાં છે એ પ્રશ્નનું કામ?
જ્વલન જશે તો એ જ્યોતે બુઝાશે:
ક્યાં રહેશે જીવનનામ રે?
એવી જીવનની અમીજ્યોત. (૫)

જીવનજોગી હો! દિલડું જળાવતો
અમૃત પીજે એ એમ!
જ્યોતિકુવારા એ ઊડશે ને કરશે
સહુનું કલ્યાણ ને ક્ષેમ રે!
એવી જીવનની અમીજ્યોત. (૬)

(ગુજરાત)

**અરદેશર ફરામજી ખબરદાર**

---

## વિરાટ પૂજન

(મિશ્રજાતિ)

અસ્તોદયે ઉજ્જ્વલતા પ્રકાશના
વાધા વિશો! તારી વિરાટમૂર્તિને
ધરૂં;–વળી ઇન્દ્રધનુની મેખલા.

પીસીપીસી કોટિક કાળી વાદળી
કાડે કરૂં કજ્જલ કૃષ્ણવર્ણી,
સળી લહી સોનલ દામિનીની
ફીણી કરૂં મોહન! મોહિનીભરી.

શતાબ્દીઓના શતલક્ષ આટે
ગૂંથેલ, ઉત્ક્રાન્તિની આરસીએ
વિનાશ ને સર્જન મૌક્તિકે મઢયુ
મહાકાળનું મંદિર મસ્તકે ધરી,
અનંતદર્શી અવકાશ–આયને
તારૂં બતાવું પ્રતિબિંબ ઓ પ્રભુ!

ઉર્વી ઉરે પીયૂષ છાંટનારી
પીયે ધરૂં દ્વાદશ મેઘઝારી.
નૈઋત્યની મંદ સમીર-દોરીએ
તરંગની ફેનલ ઝૂલવાળા
સમુદ્રના ચંદરવા હિલોળીને
પંખા કરૂં ગંભીર ગાન ગાતા.

લૈ વ્યોમની વિશ્વવિરાટ થાળી
મધ્યે મૂકૂ સૂરજચંદ્ર દીવડા,
ઉતારતો વિશ્વસ્વરૂપ આરતી
ઘંટા બજાવું ઘન ગર્જનો તણી.

ખોબે ભરી સુન્દર તારકો ને
વિશો! વધાવું નવલક્ષ અક્ષતે.

પ્રફુલ્લતા પંકજપુષ્પ શો હું
લોટી પડું લોચન પાંદડી મીંચી.

પડ્યો પડ્યો પાવન પાવલે પિતા!
તારી કૃપાના શતસિંધુ યાચું;
ના બિન્દુએ તાત! લગીર રાચું.

પૂજ્યો તને કૈં પૃથિવીપરેના
પુણ્યાત્મનોએ નિજ શક્ય સૌ કરી,
—નિજ લભ્ય સૌ ધરી;

તેં તો રીઝી દેવ! દરેકને દીધાં
કૃપા તણાં કેવળ કોડિયાં ભરી;

જે હોમતાંમાં જગકષ્ટ—જ્વાલે
ઊડી ગયાં છમ્ છમ થઈ સનાતને!

ને સૃષ્ટિને શીતલ શાન્તિનાં રહ્યાં
સ્વમોજ;એ શાશ્વત પ્યાસ ના શમી,
એ આહ આ અંતર દાહતી રહી.

... ...

કંકાવટી પ્રેમલ ઉરતી કરી
ભાવાર્દ્ર આ કલ્પન-તર્જની ભરી
વિરાટનાં વિઘ્ન વિદારવાને
હું આદરૂં તારૂં વિરાટ પૂજન.

(કુમાર)

રમણિક અરાલવાળા

## વર્ષા

(ઇન્દ્રવંશા)

આકાશના મેઘ નવામ્બુ સીંચતા,
ગંભીર ઘોષે નભદુંદુભિ ગડે,
સૌદામિની આરતિ વ્યોમમાં ધરે,
નિસર્ગને મંદિર શા મહોત્સવે?

ને તોરણો આભતણી અટારીએ
ગૂંથાય કૈં ઇન્દ્રધનુપ્રકાશનાં,
બિછાત નીલા કિનખાબની ભરી
બુટ્ટાની વેલી વનરાજિ કાં સજે?

મયૂર વૈતાલિક ગાન ગાઈને
પદે પદે નૃત્યથી તાલ દીંચતા,
ગીતાવલિમાં ઉર આશ સીંચતા
ટહોકે બપૈયા કઈ તે વધાઈને?

ગાઓ બજાવો ઉજવો મહોત્સવ!
વર્ષા તણો નૂતન મંગલોત્સવ!

(કુમાર)

તનસુખ ભટ્ટ

## આકર્ષણો

(ઉપજાતિ)

લાંબા દિને વાદળ વ્યોમ ઘેરે<br>
ફિરી દિશાઓ ગરભાયલી રહે;<br>
ને ગ્રીષ્મવૃક્ષો ફળભાર થાક્યા<br>
વર્ષાવતારે ઉર રાહ જોતાં.

ખેડૂગણો ખેતર સાતી હાંકે,<br>
ને બાળકો માડવીશીંગ ફોલે;<br>
બી વાવશે જ્યાં વહુ દીકરી મા,<br>
સોહામણાં પાધર શેરીઓ આ.

બીઆં થયાં ઉત્સુક ઊગવાને,<br>
સંજીવનો કોમળ ચૂગવાને;<br>
પૃથ્વી વિષે સ્વત્વ સમર્પણે શું<br>
તાજાં કરીને તનડાં પ્રફુલ્લે !

ઊંચા નગે શીત હિમાદ્રિઓમાં<br>
સ્વાપે સૂતા મેઘલ બિન્દુઓ જે<br>
જાગી જઈ અંતરકંપનોએ<br>
સૌ ઊતરે છે મળવા બીઆંને.

ચૈતન્યના સુંદર 'કર્ષણો જ<br>
જગે નવાં જીવનવર્ષણો દે.

( કુમાર ) દેશળજી પરમાર

---

## ગુજરાત

( પૃથ્વી )

નમો ભરતખંડમાં, સકળ ભોમ ખૂંદી વળી<br>
ધરાતલ ઘુમો, કહીં નહિ મળે રૂડી ચોતરી<br>
પ્રફુલ્લ કુસુમો તણી, વિવિધ રંગવસ્ત્રે ભરી,<br>
સરોવર, તરુવરો, જળભરી નદીઓ ભળી

મહોદધિ લડાવતી નગરબદ્ધ કાંઠે ઢળી:
પ્રદેશ પરદેશના સહુ થકી અહીં ગુર્જરી !
ભરી તુજ કુખે મનોરમ વિશાળ લીલોતરી
સદા હૃદય ઠારતી; અવર કો ન તુંપે ભલી;

નહિ હિમસમાધિમાં શિખર નીંદરે કે ખરે
ઉષા કમળની અહીં ધ્રુવપ્રદેશની લાલિમા
નથી, ઘણું નથી, પરંતુ ગુજરાતના નામથી
સદા સળવળે દિલે, ક્ષણક્ષણે ઉંડા ભાવથી
સ્ફુરે અજબ ભક્તિની અચલ દીપરેખા, અરે,
લીધો જનમ ને ગમે થવું જ રાખ આ ભૂમિમાં.

(ઊર્મિ) — ચન્દ્રવદન મહેતા

## આજનું કૂજન

(મિશ્ર)

તેં આજને કૂજન શું ભર્યું કે
મારે ઉરે એ પલમાં વસી ગયું ?
અને હજી યે વિલસી તહીં રહ્યું ?
એવું ભર્યું તે તુજ કૂજને શું ?

વસંતની મંગલ આરતી સમી
મેં સાંભળી છે સ્વધાર તાહરી;
ને સાંભળી છે પ્રિય સંગ તારી
પ્રશ્નોત્તરોની અથવા નકામી
અખંડ વાતોતણી ધાર સૂરની;
ને ચૈત્રની ચાંદનીમાં તરન્તી,
ઝીલી છ મેં કૂજનધાર તારી
અર્ધી નિશાએ, અધજાગતા ઉરે.

છતાં ન તેમાંય મને મળેલ તે
અને રચ્યું જે ઉરથી અદીઠ તે
આજે મને સાંપડિયું અચિન્તવ્યું.

તેં આજને કૂજન એ ભર્યું જ શું?

આજે નથી માદક વાયુ માઘનો,
પ્રદોષ વા શીતળ ચૈત્રનો નથી,
નથી વિલાસી ય વસન્ત આજ કે.

છતાંય શા ઉમળકા વસી ગયા
તારે ઉરે કે બળતા બપોરે

વૈશાખના, તે તુજ કાવ્ય રેલ્યુ?
ને કાવ્યમા યે કહ્યુ એવુ તે શુ
હૈયુ કે અન્તર મારુ ગુજતુ?

વિષાદ તારા ઉરમા વસેલ શુ
તે ઠાલવ્યો? વા પ્રિયસગમાણી
સુકોમળી કો પળ સાભરી તને?
કે માનવીના ઉર [illegible] માહે
ઉત્સાહ કો નવ્ય જ પૂરવાને
માધુર્ય તે કૂજનમા વહાવ્યા?
વા તુ નિરુદ્દેશ જ એ લવી ગઈ?

નથી, નથી એ તુજ ભેદ પામવા,
ઉકેલવા એ તુજ કોયડા નથી,
માધુર્યની અસ્ફુટ મુગ્ધતા આ
મારે નથી શુ બસ કે હુ ચૂ-થવા
બેસી જઉ કોમળ કાવ્ય તાહરૂ?
મારે નથી એ કરવી સમીક્ષા,
મીમાસવુ માહેવ માહરે નથી

હુ આજનુ કૂજન મુગ્ધ તારુ
ભરી જ મારે ઉર, સાચવીશ શકે,
ક્યારેક [illegible] જીવનના બપોરે
બળી રહુ અદરબ્હાર ત્યારે
ઊડે ઉરે એ મુજ ને વસી રહે
વસી રહે ને વિરમી તહીં રહે

( ગુજરાત ) મનઃસુખલાલ ઝવેરી

## પ્રેમસિંહાસન

(પૃથ્વી)

અમેય ધનસ્વામીઓ વિભવ માન ચર્ણે ધરી
ઉભા શિર ઝુકાવતા નયનનેહના ભિક્ષુઓ,
વિનામ્બર અતરે રસપિપાસુ કરી તને
સમગ્ર જગની ધરી રસવિનાસ સામગ્રીઓ,
અને કવનમા જ જીવન સમગ્ર ડૂબાવતા,
ધર્યુ કવનમા ગૂથી, કવિઉરે મૃદુ કાવ્ય, ને
પ્રિયે પ્રકૃતિપૂજકે પ્રકૃતિ સર્વના સાર વા
ધર્યાં કુસુમ કોમળા મઘમઘાટ રગે ભર્યા.
સમગ્ર જગવૈભવે [illegible] [illegible] એ
નહિ ઉર હર્યુ પ્રિયે ' તુજ, તથાપિ આ અર્પણે,
' અકિંચન હું છુ, નથી ઉર વિના કશુ આ ર તો
ધરુ ચરણે તાહરે ઉર સ્ફટિક શુ, ચાહશે?'
હર્યુ ઉર, રસ્યા નિરાશ ચખ શબ્દ માન સૂરી
અમોલ મુજને જ તે અરપ્યુ પ્રેમસિંહાસન

( ગુજરાત ) મધુલાલ પાઠક

## કવિને

હૈયે તારે ઝગે દીવડો એનાં તેજ ભલે જગ રાજે,
અમારે માર્ગમાં દીવડો થાજે.
આખ અમારી ભરેલ અંધારાથી સાચી દિશા નવ ભાળે,
તેજના અંજન આજતો જાજે.
પૃથ્વીથી ઊડતો તારલા ચન્દ્રને આંગણે કોક દી જાજે,
જગનો થાક્યો વિસામો ખાજે.
દીન ને પીડિત રક્તચુસાયેલ માનવી મોતને બાઝે,
એને અમર ચેતના પાજે.
જેના અચેતન જીરણ, તેહના હાથ દોડી તું સ્હાજે,
એની ટેકણલાકડી થાજે.
દુઃખદારિદ્રના ઘારણ ભેદવા તું તારી બંસરી વાજે.
કાળની આગળ આગળ ધાજે.
બોલે પ્રજાના પ્રાણ, અભિનવ બોલ તેના સહુ સ્હાજે,
એને ઉર ઘૂંટીઘૂંટી ગાજે.
આકાશ, સાગર, અદ્રિના અંકમા જ્યા જવુ હોય ત્યા જાજે,
ગીતો તો માનવબાલના ગાજે.
લોભ મ રાખતો, થોભ મ રાખતો, નિત નવુ નવું ગાજે,
તારા અન્તર ઠાલવી જાજે.

(પ્રસ્થાન) **बादरायण**

---

## જીવંત કાલ-અંતરે

(શુલબંકી)

વહે સમીર તીક્ષ્ણ તીર અંગ અંગ વીંધતો,
ધ્રુજે શરીર, દાત કડ્કડે હું એમ દોડતો:
કોટ જાકિટે ન ટાઢ માર રોકી હું શક્યો,
ગળે વિંટાળી શાલ લેશ તો ય ના ટકી શક્યો.
દીધા ભરાવી હાથ કાખમા, તથાપિ આગળાં
ગયા ઠરી જ હિમથી થયા શુ જાણે પાંગળા!

અને, હું જાઉં ગામસીમ, જોઉં ઝાડઝુંડવા
ઊભાં તહીં વિચિત્ર રૂપ, નગ્ન કાષ્ટ્ઠુંઠ શાં ?
પડે છ ટાઢ, તોય એ નવાં ન વસ્ત્ર શે ધરે ?
ડીલે ધરેલ ઓઢણાં ઉતારીને ઊભાં રહે !
વિચારૂં: બીક તેહને રહે જે કોટરક્ષણે
ઝિલંત ઘાવ જે ઊગે જીવંત કાલ–અંતરે !

(કુમાર) **રમણલાલ સોની**

---

## ઘનશ્યામ કાં ?

(મિશ્ર)

થયા ઘનશ્યામ હરી પ્રભુ કાં ?
ન સૂર્ય ને તારકમંડળોનો
અંગે ધર્યો ઉજ્જ્વલ જ્યોતિ–રંગ,
ગ્રહો નહિ મંગળનો ય લાલ,
પીતાંબરે સજ્જ ન તોય પીળો
ચાહ્યો નહિ સ્વર્ણ પ્રભાત કેરો,
સંધ્યા તણો ના ભગવો વિરાગી,
લીલો ન લીધો વનદેવતાનો,
ન ભૂખરો ભૂતળની વિભૂતિનો;
કા લીધ કાળો જ અપૂર્વ કાયે ?
શું વિશ્વ–સંતાપ નિવારવાને
સ્વદેહ ગાળી નિજ પ્રાણ અર્પતા
મેઘોતણું માન વધારવાને,
ને લાગના રાગ તણી વસંતો
સ્વાર્થી તણા આક્રમણે વધેલા
વેરાન ખંડે પ્રગટાવવાને
દેવે વધાવ્યો ઘનરંગ કાળો ?
કે વિશ્વના વાસ મહીં વસેલા
ને કામના પોષણથી વધેલા
પાપો નિવારી શુચિતા વધારી

ભક્તોતણી મર્મ; પરંતુ 'બાપડાં
ક્યા પાપ રહેશે ?' કહીને દયાથી
નિવાસ કીધો નિજમાં જ એમને
શું રંગ તેથી બદલાઈ કાળો
થયો હશે પાવનકારી દેહનો ?
દિશા તણો દોર લઈ બધાને
બાંધી વિનાશે ઘસડી જનાર
જે કાળ તેને જહરે પચાવ્યો.
તેથી જ શું કાજળરંગ કાળનો
આકાશ અંગ પરે છવાયો ?
વા પ્રેમકેરો અવતાર એરી,
સ્વાત્માર્પણે નિત્ય મચી રહેલી
રાધાતણી લોચનતારકાની
એકાગ્રતાએ પ્રભુરૂપ પીધું :
તેથી શું સૌન્દર્ય અનાદિ કેરૂં
લેપાઈ તારામણિરંગથી એ
બની ગયું શ્યામ છતાંય કોટિ
કામો થકી યે અભિરામ આવ્યું ?
આથી જ જો શ્રીધરરંગ કાળો,
તો કો ન લાગે ઘનશ્યામ વ્હાલો ?

(ગુજરાત) પૂજાલાલ

## સિંધુને

(શિખરિણી)

'અમાવાસ્યા આજે ગગનપથ ચંદા ન નિસરે
છતા શાના સિંધુ ? તુજ શરીર રોમાંચ ઉપડે ?
જઈ આજે શાને ખડક પર તું દીપ જગવે,
વધાવાને આવે, કવણ પગલાં રત્ન ઝગવે ?'

'અમાવાસ્યા જાણું ગગનપથ ચંદા ન નિસરે
સ્મૃતિ પૂર્ણિમાના મિલન તણી કિન્તુ ઉર ચડે;

જઈ આજે એથી ખડક પર હું દીપ પ્રકટું
અને રત્નો મારા મિલનપથ માહી સહુ જડું
અમાસે જીવુ છુ પરમ સુખથી એ સ્મરણના
અને પૂર્ણિમાએ ભગ્તી સુખની છે મિલનના.

(કૌમુદી) પ્રહ્‌લાદ પારેખ

## રૂપિયાની હિકાયત

(ગઝલ)

જ્યારથી પેદા થયો હુ ત્યારથી પગલુ ભર્યું,
તન ઉપર મેં માહરા પહેરન મયણીનુ ધર્યું;
બાધી લાખો દોસ્તી, એકે નિભાવી ના પલે,
છુ કમાયો હું બહુ પણુ ના કશુ મે સધર્યું'
છાટતી ગાલે ભુકી જે શાહદો છબકાયલી,
તે ભુકીના રગ જેવુ અગ મારે વિસ્તર્યું,
ખાદિમોના ખાદિમોની છે ઉઠાવી ખિદમતો,
ના છતા, અપસોસ, મે કૈં કારણે મારા કર્યું'
માહરા રૂત્બા પ્રમાણે બિર્દ ના મેં મેળવી,
માહરૂ જેવો થઈ ગે માહરૂ મન છેતર્યું'
સેકડો વેળા અપાયો હું હતો રિશ્વતમહીં,
ગર્વે મારી છાતી પર છે શાહનુ સર કોતર્યું'
કોઇએ નાખ્યો મને કસબણુતણા કબ્જામહીં,
કોઈ એ પુર્દો કરી મુજ, જામમા શરબત ભર્યું'
કોઇએ મૂકી મને ચાખી જુગારીની મઝા,
કોઇએ ખોઈ મને જાસોઝ હોવુ આદર્યું,
કોઈ એ ગર્દન ગુમાવી, કોઈ એ ખાઈ નીઝા,
છોડી મહોબ્બત મહારી ના તે વગર મોતે મર્યું'
કો વખત પાછા મળીશુ આપણે જ્યારે પતીન,
તે વખત બીજુ જ કૈં કહેવુ હશે મારે દર્યું'

(કૌમુદી) પતીલ

# ઊડવા દો

ઊડતાં પંખીડાંને ઊડવા દો, સંતો,
ઢળતાં પાણીડાંને ઢળવા રે જી.
ઊઘડે કમળ ઊંડા જળના કાદવમાં,
કાદવ કાઢી કરશો કોરું ના જી.
મૂંગી માતું છોરૂં ગાતું જ જનમે,
વેલાને વળગે કોળું, મારા સંતો.
ઊડતાં પંખીડાંને ઉડવા દો જી.
પથ્થર-પેટથી ઝરણું ઝમે, પેલા
કંજૂસનો સુત દાતાર રે જી.
કાળી અમાસે શોભે દીવાળી,
લોહું ઘડે સોનાથાળ, મારા સંતો
ઊડતાં પંખીડાંને ઊડવા દો જી.
ભલું ને ભૂંડું ભેગું જગમાં જોયું, ભાયા,
ખાંડણિયે દાડમ ખાંડયાં રે જી.
જીવતા જીવનની નવી રે નિશાળે,
નવલા પાડા અમે માંડયાં, મારા સંતો,
ઊડતાં પંખીડાંને ઊડવા દો જી.
ભલું રે હોજો, હોજો ભૂંડું ગમે સાં,
અમારી આશા અમ આધારજી,
સઘળાંને સાથ લઈ સંઘ અમે કાઢયો,
ટોચને જ તાકવાનો નિરધાર, મારા સંતો,
ઊડતાં પંખીડાંને ઊડવા દો જી.
કોયા ભગતે જૂની કંઠીઓ તોડી નાખી,
વચલી દોરી રાખી ઝાલી રે જી.
ઉજમાળી જિંદગી જીવવા મથું, બધી
દુનિયાને ગજવામાં ઘાલી, મારા સંતો,
ઊડતાં પંખીડાંને ઉડવા દો જી.

( કૌમુદી ) સુન્દરમ્

## રખોપાં

કાચી રે છાતીનું આ ધબકારવું રે હો જી,
આ તો સઘળા ઉંધા છે ઉતપાત;
હું ને રે ચડેલો તું તો ચાકડે હો જી!
ક્યાંથી સૂઝે તુંને સુધી વાત?
જેણે રોપ્યાં તે શું ના રખવાળશે હો જી?

છોને રે જગવગડે ઊઠી સામટી હો જી,
ધખધખ કરતી ધસતી ભૂંડી લાય;
ઘેલો રે ગાજન્તો છો ને વાયરો હો જી,
ધ્રુજન્તો ધરણીને તોખાર;
જેણે રે રોપ્યાં તે શું પરજાળશે હો જી?

તૂટી છો પડતા રે બારે મેહુલા હો જી,
વીજલડીએ વિશ્વ બધું ય અસાય;
આંખુંથી જોનારા જોશે પાધરૂં હો જી,
પરખંદા પારખશે જીવનતાર;
જેણે રે રોપ્યાં તે તો રખવાળશે હો જી!

ભયની રે ભભૂતિ અંગે ચોળજે હો જી,
ભવવેરાને રમતો ભમતો બાપ—
જાજે રે જીવનના ખેલો ખેલતો હો જી,
સતને રે એંધાણે જોજે આપ;
હૈયે હૈયે રામરખોપાં આદુનાં હો જી.

(કૌમુદી) સુંદરજી ગો. બેટાઈ

## સ્વ. બહેન....ને

(મિશ્ર)

નિર્દોષ ને નિર્મળ આંખ તારી,
હતી હજી યૌવનની અજાણી,
કીધો હજી સાસરવાસ કાલે—
શૃંગાર પૂરો કરીઓ ચિતા ગહીં.

કૂંળી હજી દેહલતા ન પાંગરી,
કિશોર ભાવે ઉર આ વરેલું,
પ્હેરી રહે જીવનચુંદડી જરા,
સરી પડી હાથ મહીંથી ચુંદડી.

સંસારના સાગરને કિનારે
ઊભી અહીં અંજલિ એક લીધી,
ખારું મીઠું એ સમજી શકે ત્યાં,
સરી પડ્યો પાથ સમુદ્રની માંહી.

શિશિર આવે ક્રૂર કાળ આવે,
રે પુષ્પ કૂંળા દવગા પ્રજાળે,
એ પુષ્પથા યે તુજ દેહ કૂંળા—
વસંતની ફૂલ મહીં વિરામતા.

વસંત જે પ્રાણ પ્રકાશ પૂરતી,
વસંત તેં ના જીવલેણ નિવડી!
સ્મૃતિ કદી વિસ્મૃતિમાં ભલે સરે
કુટુંબની તો નવમંજરી ગઈ.

(પ્રસ્થાન) હરિશ્ચંદ્ર ભટ્ટ

## ડોલરના ફૂલને

તને ચાહ્યું છે મેં શિશુહૃદય કેરાં સ્મિત મહીં;
ઉનાળાની સાંજે નિતનિત લયાવું ઘર મહીં
અને પાણીયારે તુજ મૃદુ પડાને પરહરું;
સવારે તારા એ વિવશ વપુને દેવચરણે
ધરાવે બા, હોશે પછી પ્રભુપ્રસાદી સમજતાં
ધરું હું કંઠે એ તુજ મધુર માળા-સ્વરૂપને.

યુવાનીમા જ્યારે—

ઉનાળાની લાળી-ક્ષણુસમ-રજાઓ મલપતી
પધારે ત્યારે આ ઘર તરફ મારા પગ વળે:
અને ત્યા પત્નીની હૃદયસુખવાછા છિપવવા
લયાવું સાંજે હું નિતનિત તને, હોશ ઉરની
ધરી વેણી ગૂંથું મુજ પ્રિયતમાના અલકમાં,
તુફાનોમા પાછા, મનભર છલે જે રજનીમા,
વિખાતા વેણી તું અલક લટથી ભિન્ન બનતું,
પથારીમા મૂગું વિવશ ચિમળાતુ, અમ ઉરે
તમા ના કૈં તેની, દિલભર અમે મસ્ત રહીએ,
અમારા આનંદો તવ સુરતીઘેને મઘમઘે;

છતા—

વિસારી દે વ્હાલા' તુજ હૃદયની એ વિષમતા'
હવે વૃદ્ધાવસ્થા, હૃદય ધરતીના રજકણે
મળી જાવા ઝંખે, નહિ જ ગમતુ કૈં નયનને;

ઉનાળામાં પાછીઃ

ત્યજતી પર્ણોથી તરુવરતણી શીતળ ઘટા,
ઝળીઝળ બળે અંતર દિશા,

તહા તારી ઘેલી સુરભિ વિહરે ઉષ્ણ અનિલે,
પરંતુ આશાઓ રહી ન ઉર સત્કાર કરવા.

અને……

હવે કો સાંજે કાં નવ હૃદયની ઈપ્સિત પળે
ઢળેલાં ગાત્રે કાં મુજ જીવનનાં શેષ સ્મરણે
બધાં ઢોળી દેજે તુજ હૃદય કેરી સુરભિને.

( પ્રસ્થાન ) સ્વપ્નસ્થ

## અસુરું ઐક્ય

( શિખરિણી )

વીણા ! તારા ગાને ઝણુઝણી મને જાગૃત કર્યો
સુતેલાને; ઊઠી, લઇ કર તને જ્યાં બજવવા
ગયો ત્યાં તું રૂઠી, મગરૂર મને ખોખરી બઝી;
અને મ્હારી ત્હારી સુભગસુરસન્ધિ નવ થઈ.

છતાં કંઠેગાગ્યા સભર સ્વરસંગીતરવને
મિલાવા તું સાથે અવિરત મથ્યો; ઉત્સુક બની
ગતો આલાપી મેં અગણ, પણ તું નીરવ દિસે
રહી, મારી મોંઘી વિનવણી ઘણી તેં અવગણી.

–ફરી આજે તું તો મૃદુલ તવ ઝંકાર કરતી
મથે શાને મારી મૃત હૃદયતંત્રી જગવવા ?
નિમંત્રે શા સારૂ બસુર સુર સંવાદી કરવા
મને મિથ્યા ? ના ના, સમય ન વીણા ! કાળ પલટ્યો.

શમ્યાં મારાં મીઠાં હૃદયગીત સર્વે રડીરડી,
હવે તે શાં ગાવાં ? સરીગમ તણી ના સ્મૃતિ રહી !

( નવચેતન ) નંદલાલ જોષી

## શ્રીજીનો ભક્ત

( પૃથ્વી )

' ખમો વરસ આટલું, ગયું ઘણું થશે બાપલા;
તમે ય ધરમી થઈ અકજ શીદ કોપો ભલા ?
જુવાર કણુ ના બચી, નગદ–વ્યાજ ક્યાંથી ભરું ?
પલેગ ભરખી ગયો પરભુએ દીધો બેટડો
જુવાન, મજ રંગની સકળ મૂડી લૂંટી ગયો. '
પટેલ નયનો ભર્યાં, શબદ કંઠ રૂંધી રહ્યા.

'અલ્યા !' હુકમચંદ કહે: 'નગદ લઈ જતા લાજ ના,
અને ટટળતો હવે ? મનખ જો ભલો, લાવને
બધી રકમ સામટી ' ધરમફંડની એ બધી
તને ન પચશે કદી. મગન એક ચાલ્યો ગયો;
નવીય ઉપડી જશે; પરભુ ન્યાય સાચો કરે.
પલેગ હિમ જો નડયાં, કરમ–ભોગ એ તાહરા,
મને ન ગમ એ બધી.' વચન બોલતા શેઠીએ
લલાટ પર છાપિયા તિલકછાપ ' શ્રીજી ' કહી !

( કુમાર ) ઠાકોર ચોકશી

## કાવ્યની મૂર્તિ

(ખંડ—સ્રગ્ધરા)

" કૌમાર્યે તેં રચીને ગગનપટલને વીંધતી કલ્પનાના,
કાવ્યો કેવાં બહાવ્યા ભૂતલ પર રહી ચૌદ લોકોત્તરોના ?
ને સાધી ન્મા ઉમંગી પ્રણુય હસત શી,
આત્માતંત્રી સપ્પી–ને મધુર બજત—શી, પ્રાણુજ્યોત્સ્ના લસંતી,
સાં–ય–તારી–વહંતી

સકળ કવનની ધાર છેડો પ્રદંતીઃ
ઊંચી એ કલ્પનાઓ ક્ષણમહીં વિરમી, અંતરોર્મિ શમી શું ?"
જગતજન વદે.

શી રીતે હું પ્રિયા ઓ ! અબુધ મનુજની ભીતરે એ ઉતારું ?
"મારી આ જીંદગીનું અખૂટ બળભર્યું,
અમિત રસભર્યું કાવ્ય તું મૂર્તિમંત,
જાગતું દિગ્દિગંતઃ

તેથી આ આત્મને હું અજીવ શબ્દથી,
નીરસ કવનથી જાણીજોઈ ઉગારું."

(ગુજરાત) મોહિનીચંદ્ર

## ચમાશબિકાને

આપણ બન્ને એવા દેશનાં વાસી જ્યાં ન્હોતા 'હું તું' ના ભેદઃ
એક દહાડો મારી આખ મીંચાણી ને પોઢ્યો માતાજીને પેટ.

ત્યારે મેં પારણીયું પેખી;
રમતો, તને ઘૂઘરે દેખી.

માતાપિતાએ નિશાળમા મૂક્યો, કંઈક મેળવવાને જ્ઞાન;
ખેલ ખેલ્યાના ખ્યાલમાં જ્યારે, ત્યારે ભૂલ્યો કાંઈ ભાન;

હૈડે મારા હિતને લેખી,
મહેતાજીના હાથમા દેખી.

પીઠી ચોળીને હું માહ્યરે પેઠો, લાવવા શોક્યનું સાલ;
ચૉરીનાં વાસણો સાચવીને વ્હાલી, ત્યારે કીધી તેં કમાલ !

વરમાળીનું રૂપ તેં લીધું,
કન્યા સામે આસન દીધુ.

તાપ, શિયાળો ને વર્ષા વેઠી રૂડી કીધી ઓરડીઓને છાંય;
હીંચકો થઈને હીંડોળે હીંચોળ્યો ને ખુરશી ઑફિસમાંહ્ય:

કલમ થઈને હાથમાં ખેલી,
વિદ્યા તારે ગ્હોડે વસેલી.

ચૂમ્યો, છેડ્યું સિતારમાં સંગીત, ભમતા ઉપાડ્યો તેં ભાર;
રક્ષણ કીધું મારા હાથમાં રહીને, ઘડપણના આધાર!

બની મ્હારાં દ્વારને ડેલી;
પેટી થઈને સાચવી થેલી!

પરણી આવી તેં તો પટકુળ પ્હેરી રૂડા, રોટી બનાવે ને ખાય;
મારે કાજે તેં તો અન્ન પકાવાને, ભડભડ બાળી તારી કાય!

અંતે બાકી રાખ રહેલી;
માંજ્યાં મારા ઠામ તપેલી.

વેંઢાર્યો વિકટ વગરો વ્હાલીડી તેં મ્હારા મિલનને મિષ;
મારા કાજે તેં તો કરવત મુકાવી ને હોંશે કપાવ્યું શિષ.

તિતિક્ષામાં તારા જેવી;
કહે બીજી કોણને કહેવી?

મારા માનેલા તે ન્યારાં ઊભાં ઊભા, રોવે ઢાંકી ઢાંકી મુખ;
સ્વાર્થ સંભારીને આંસુડા સારે, કોઈ ના'વે સન્મુખ.

એવે ટાણે સ્હોડમા આવી;
કાયા મારી સાથે બંધાવી.

આગ પેટી, ઊભા દૂર, અટુલાને એકલડીનો આધાર;
સ્હોડમાં ચીર સંગાથી વ્હાલીડી 'હું તું' નો બન્યો એકાકાર.

ઉડી સાથે વાયરે વાતા;
પાછો જૂના દેશમાં જાતા.

( નવચેતન ) દેવકૃષ્ણ જોષી

# જ્ઞાન-તૂલ અને પીંજારો

( અનુષ્ટુપ્ )

સ્થૂલની નગ્નતા ઢાંકી અનેરો ઓપ આપતું,
મોહ-શીતથી લાધેલા ભીતિકંપ શમાવતું.

પડેલા હૃદયે કો કો શોણિતસ્રાવી ઘાવને,
પાટાપીંડીરૂપે લાગી ત્રુર્ત દર્દ શમાવતું,

બાળો તોય અરે એનો સ્વભાવ પલટાય ના !
રાખરૂપે બને તોયે વ્રણ સર્વ રુઝાવતું.

સાગ આદ્યન્ત રે'તું એ પદાર્થે તેથી દીપમાં
પરમેશે ગણ્યું આદ્ય-ભેદ શો 'જ્ઞાન' 'તૂલ' માં ?

સ્વભાવ શુદ્ધ ને જો કે સૂક્ષ્મ ને શ્વેત છે સદા;
ઉપેક્ષાથી રજોયુક્ત અવાવરુ બને કદા.

-તદા અલખ પીંજારો એકનિષ્ઠાથી સાધવો,
ઘટમાં લક્ષ્ય ઊંચું લૈ યત્રકીલક બાંધવો

રજોયુક્ત બધો જ્ઞાન-તૂલ-રાશિ જણાવવો,
આત્મની તાત બાંધીને પીંજનને જ પ્રાર્થવો.

પીંજારો કાળ-ઘોકાથી હણે, વીંઝે ઊડે રજ,
ઘોકે ઘોકે વળી ઊડે તાર-નાદ સમો સ્વર.

રજોવિયુક્ત, ઉલ્લાસે, તૂલ ઊંચે ઊડી રહે !
ઘટમાં આત્મની તાત, 'તતત્ત્વ તતત્ત્વ' વદી રહે'

( પ્રસ્થાન ) પ્રતાપરાય પ્ર. પંડ્યા

## કાળવાણી

ભજન ગાયા સાદ તણીરે ઓ સંતો વા'લા !
નો રે થિયો રામ રાજી.
ગાવી હવે કાળવાણી રે ઓ ભગતું વા'લા !
મેલી હવે રામકા'ણી.

કાળી ને જમણી સંતો અખિયા સરિખિયારે,
એક હસે, બીજી રડતી રે—ઓ સંતો વા'લા૦

રાય ને રંક ભાઈ રામના બાળકડા રે,
રંકોની રોટી રાયે ભરખીરે—ઓ સંતો વા'લા૦

ભજન બહુ ગાયા ભગતો ! ભેદ ભાગ્યા સંતો !
રાહ પાડી રાત આખી રે—ઓ સંતો વા'લા૦

દાના ભગતના રે દલમાં, દાવાનળ લાગ્યો રે,
ગાયે હવે કાળવાણી રે—ઓ સંતો વા'લા૦

ઓ સંતો વા'લા !
નો રે થિયો રામ રાજી.
ગાવી હવે કાળવાણી રે,

ઓ ભગતુ વા'લા !
મેલી હવે રામકા'ણી.

(પ્રસ્થાન) હૃદયકાન્ત

---

## સ્મૃતિસ્વપ્ને

જવાનીના જિગરને હું હતો દરિયે ઉછળતો જ્યાં—
તરંગોને સૂરે સંગીતની ધૂને ધમકતો જ્યાં—

નીતરતો નેહને નીરે સરલ નિર્મલ ચનકતો જ્યાં—
દીઠું અલમસ્ત આફ્લાતૂન પ્રથમ દિલ કોકનું મેં ત્યાં!

જિગરનું પાંદડું નાનું ધડકતું ગનદિન કુંજે—
અરંગી ચિત્રરેખાને અનામી અક્ષરે ગુંજે;
ભરી મુજ નેનમાં એને નિહાળ્યું ધ્યાનમાં હરદમ—
વીતેલી જીંદગીની યાદની, જોને! ચડે દિલ ગમ!

અહો! દિલનો દિવાનો હું: ન દુનિયામાં-ન દુનિયાનો—
તુફાને જીંદગીને ઝૂલતા ઝીલુ અજબ સાનો—
જુદાઈની અગમ ગમને ગહન ઘેરાઉં એ વેળે—
ઝૂકું આરામગાહે ઊંઘમાં સ્હેરૂં સ્મૃતિસ્વપ્ને!

(કૌમુદી) લલિત

---

## ઉમર ખય્યામની રુબાઇઆત

: ચૂંટણી :

કલ્પાંત શો ખય્યામ! જીવન ધૂળ છે,
જીર એગ બળાય, સોનામૂલ છે.
રહેમત પ્રભુએ પાપીઓ માટે કરી,
પાપી નથી તે, રહેમના હકદાર છે!

... ... ...

આવળા પડેલા જામ શું આકાશ એ
જન્મ-મૃત્યુ ભેરીએ જેની તળે,
તેની દયા લેવા—કદી- ઊંચું ન જો,
આપણા જેવું જ તે નિર્માલ્ય છે.

(પ્રસ્થાન) સ્વ. અંબાલાલ ગોવિંદલાલ

## મને કૈં પૂછો ના —

મને કૈં પૂછો ના —

તમારા પ્રશ્નોના અપરિચિત ઉરના શ્વસનથી —
લજાતી વેલીને કંઈ જ્યમ અગિત્યું અડી જતાં,
બિડાયે સૌ પર્ણો, કુમળી સહુ ડાળી વળી જતી;
અરે! તેવા મારા હૃદય સુકુમારાંકુર બધા
મિંચાતા, ખેંચાતા વિષમદિશ, ગૂંચાઈ પડતા,
અને ખુલ્લાં ભાનુકિરણ થકી એ વંચિત થઈ,
થતા મૃત્યુ પામ્યા સમ જડ; મને કૈં નવ પૂછો!

મને કૈં પૂછો ના —

તમારા પ્રશ્નોનો ધ્વનિ ઉરમહીં પેસી જઈને —
બિજાપૂરી પેલા ઘૂમટ મહીં કોઈ ધ્વનિ થતાં
ખૂણાખાંચામાથી અગણિત અજાણ્યા અસમજ્યા
અવાજો ચોપાસે ઘૂમીઘૂમી હૂકાહૂક કરતા —
તમારો એકેકો ધ્વનિ ત્યમ પ્રવેશ્યે હૃદયમાં
અજાણ્યા કૈં ખુણા નવનવ સવાલો ડણુકતા,
અને મારો જૂનો ઘૂમટ ડગતો! કૈં નવ પૂછો!

મને કૈં પૂછો ના —

તમારા પ્રશ્નાઘાતથી ઊંડું ઊંડું ઊતરી જતાં —
દિયે જેવો કોઈ ડૂબકી દરીયાના તલ ભણી,
મહીં ચોપાસેથી જલ અનુભવે ભીંસ કરતું,
ઉઘાડી આંખે એ અધૂરું વળી અસ્પષ્ટ નિરખે,
ન દીઠાં ઓથારે પણ કદી જુએ સત્ત્વ વરવાં;
હું એ એવા દેખું વિકટ વરવાં સત્ત્વ હૃદયે
હતાં? આવ્યાં? કે આ ડુબકીથીજ ભાસ્યા? નવ પૂછો.

(પ્રસ્થાન) ‘શેષ’

## સુલેખા

દુર્ભિક્ષ ગાજે, જગ ત્રાસી ઊઠયું,
નદી, તળાવે જળ સર્વ ખૂટયું,
અંગાર જેવું અવકાશ આખું,
ને પ્હાડ સર્વે સળગી ઊઠીને
જાણે બન્યા કોટિક વહ્નિ જિહ્વા !
સૂર્યો કંઈ લાખ પરાર્ધ જાણે
ક્ષણેક્ષણે તૂટી પડી ધરાપે
ફેલાવતા રૌદ્ર પ્રચંડ ઝાળ ! ૮
ઢોરો તણું રક્ત બધું તવાયું,
ને સામસામે નજરે પડે રે
કંકાળ ટોળા ! નભમાં ઊડન્તા
પંખીતણા પ્રાણ સુકાય કંઠે;
બળીજળી તે ફફડાવી પાંખો
તૂટી પડે ભૂતલ કાળખોળે !
શબ્દો શમ્યા સૌ, બધું શૂન્ય ભાસે–
દેખાય ના જીવન ક્યાંય ભોમે ! ૧૬
રત્નાવતી એક જ કૈંક જીવે,
તેનો પ્રતાપી નૃપ ચંદ્રસેન—
કૂવો સુકાયો નથી એ નરેશનો,
જોકે સુકાઈ અમીરાશિ રેણુકા.
ને રેણુકાના તલમાં. અશાન્ત
અંગારઆધા ઊછળે પ્રજાળી
કાંઠે ઉભાં ઝાડ, લતા, ફૂલોને ! ૨૩
ટોળે વળે રાજમહેલ સામે
પ્રજા બધી...તે તરસે. રિબાતી;
દોડે, પડે, આપસમાં લડે બધાં–
માતા ભૂલે બાળક, પુત્ર ભૂલે
માતાપિતાને – નિજના જ પ્રાણો
મથે બચાવા – ન બીજાંની કાને

ચિન્તા ઉરે છે, નિજ ક્ષેમ માત્ર
દિએ બધે એકજ ઘોર સૂર ! 31

રાજા વિચારે "મૂકું ચોકીપહેરો !
ખૂટી નહીં તો ક્ષણમા જશે બધુ
કૂવાનુ પાણી, મરશુ કમોતે !
દેવુ ઘડો એકજ પાણી લોકને
એથી રહેશે જળ આ બચી અને
જશે પ્રજા મારી બચી બિચારી !" 37

રત્નાવતી એમ થયુ બચી તે,
પરન્તુ રત્નાવતી પાનવે કયા
ગામોતણી ભીષણ વેદનાઓ
ચીરીચીરીને ઉર વિશ્વકેરુ
વ્યાપી રહે ચોદિશ શોકશોકે !
અવશ્ય ના એ કરી શકે કે,
લોકો તણા તો સૌ કાન બ્હેરા ! 44

રાજાની દાસી મણિકણિકાની
પુત્રી સુલેખા, અતિ નાની બાળ,
ન સાત પૂરા વરસે થયા હજી,
ઉદાર ભોળા નિજ નેણ માડી
વિકાસી નાનુ મુખ સાભળી રહી
એ વેદનાના પડઘા, અને તે
અવશ્ય ફૂટી રહ્યુ હૈયુ નાનુ ! 51

શોચે સુલેખા "કરુ એક કામ
જેથી બચે લોક તૃષાર્ત સર્વ !
સવારથી તે દિનરાત કેરી
બેઠી સુલેખા રહી રાહ જોતી ! 55

પહેરેગીરો સર્વ ઉંઘી ગયા છે,
મૃત્યુ સમી શાન્તિ બધે જણાય !
આકાશમા તારકવૃન્દ મૂગા
નિસ્તબ્ધ ઊભા નિરખી ધરાપે !
નિહાળતી ને નિજ માર્ગમા ઉભી

અમાપ ઔત્સુક્ય ભરી અશાન્ત !
ધીમે પગે નાજુક બાળ નાની,
છુપાતી કુદે પગતી સુરેખા !—
નાજુક નાના કરમાં ઘડૂલો,
ને દોરડીની ઝૂડી ઝૂલતી ખભે,
મુખે પ્રભા દિવ્ય રહી છવાઈ,
ને નેણમાં ઉત્સુકતા ભરેલી ! ૬૭

ભરી ઘડો સદ્ય પળે સુરેખા
માથા પરે ગેન્ડુ રાખી હોંસે—
તૃષાર્ત ક્ષુબ્ધ વહતી જહીં હતી
વેરાન, ખિન્ન, જળશૂન્ય રેણુકા !
ખાલી કરીને ઘડુલો નદીમાં
વિચારી બાળા ગભરુ રહી તે—
"લઈ જશે આ જળ નક્કી રેણુકા
પિડાય પેલા તરસે જનો જ્યાં !"
ને હોંસમાં તે ફરી દોડી બાલિકા
ભરી ઘડો ખાલી કર્યો નદીમાં !
ને પાંચ, પચ્ચીસ, પચાસ, વેળા
ફરીફરીને જળ ઠાલવી રહી !
ને રેણુકા તે જળ પી જઈ બધું,
વધુ તૃષાથી રહી પાણી માગી ! ૮૧

"નક્કી ઉગારું" ગણગણે સુરેખા !
ને રાત્રિકેરો રથ ભવ્ય પથે
ઊભો રહ્યો ત્યાં ક્ષણ એક જોતો
ઝઝૂમતા વાદળ શ્યામ વ્યોમે !

(કિશોર) સ્નેહરશ્મિ

## વિનાશ

ઉભાં સરલ શાંત સૌ: સમૂહ માંહિ તાલિ તરુ
સહોદર છતાં અહીં અટલ છેક એકાકિતા.
વ્યથા પ્રકૃતિની કદી ઉલટી ઘોર તોફાનમાં
ભરે ગગનકંદરા, વિવશ કંપતી ચોદિશા,
ભમે ભ્રમિત મેઘ ને સુમસમી ઘુમે વાયુ ત્યાં
ભીના તિમિરમા સુતું જગત સર્વ આક્રંદતું.
ઉદાસીન નહિ છતા શિર સદૈવ ઉત્તુંગથી
ઉભાં તરુગણો બધાઃ વિરલ ધીર સ્વાતંત્ર્યથી.

સ્થિતિ જનપદે જુદી.
અમે મનુજનો બધા રૂઢિમઢેલ સંબંધમાં
લપાઇ જીવતાંઃ સદા શિથિલ સ્વાસ્થ્યને ઝંખતાં.

અશાંતિ કદી ક્રાંતિની નગરમાં ઉડે વાયકા
જળાવી અસુયા, ભીતિ, પ્રબલ ક્રોધ અન્યોન્યમાં
ઉઠે કમકમી જનોઃ જીવિત-લક્ષણો ચૂકતાં
ભુલે સરવ ભાનને "નિજ" મહિં થતાં મગન ત્યાં
મચે રુધિર જંગ ને વિકલ ચિત્તથી ઘૂમતાં
હણે અવર પ્રાણને સહુજ ખાકમા શામતા.

(શરદ) રવિશંકર

## ઝરુખાની બત્તી

ઝરુખાની બત્તી પ્રગટ થઇ ને દ્વાર ઉઘડયું,
પહેરેલા ઝીણાં, જરકશી, ગુલાબી ગવનમા;
રૂપાળું, રંગેલા અધરભરિયું મુખ મલકયું.

જરા આછી આછી સ્વરહલક હેલે ચડી ગઇ,
બિડાયેલા એના નયન ચમકયા, નૃત્ય પ્રગટયુ,
પછી વાચા દીધી ફરકતી લટોએ પવનને;
નવા કેસુડાની હસતી પ્રતિભા ઓષ્ટદ્વયપે
છવાઇને જાણે પુરુષપગલાને ચુમી રહી.

પડયું'તું બત્તીમાં હૃદય બળવા કામી જનનું,
લપેટાયું સૂકું, શરીરશબ આછાં ગવનમાં,
ન'તી લાલી સ્ત્રીત્વે પ્રકટ પ્રભુતાયે નવ હતી,
હતી એનાં ગોરાં વદન પર જ્વાલા સળગતી,
પતિતા તું? ના, ના; પતિત મન મારુંજ નબળું.
અમારે તો તારી ચરણરજથી પાવન થવું.

( શરદ ) ઈન્દુલાલ ગાંધી

## દ્રોહી

'પુરાણી પ્રીતિ હું નિરખું સખી! તારાં નયનમાં,
વિધિ વાછે તોયે કદી ન મુજને થાવું વિખુટા?
ભૂલ્યો શું વ્હાલા એ વચન વણુમાગ્યા દઈ વળ્યો
હતો વા એ મારો ભ્રમ પ્રણય-ઉન્માદ અથવા?
અરે, મારે આજે અણદીઠી ભૂમિમા વિચરવું, ૫
ન સંગાથી સાથી વિકટ પથ એકાકિ અબલાઃ
હિમાળે ધ્રુજંતી ભમું ભમું ન કેડી કહીં મળે
નિરાંતે ભૂલી તું ગત સ્વજન, સ્વપ્ને પડી રહે!'
કહી રોતી ચાલી, ઝટ લઇ દીધી દોટ, ઉડી તે,
ઉડયો હું યે એની પૂંઠળ ઉતરી એ ખીણ વિશે; ૧૦
હું યે મીંચી આખો ધબ દઇ કુદ્યો કિન્તુ ગબડયો,
ભીંજાયો સ્વેદે ને ઝબક ઉઘડી આખ; ઝબકયો
નિહાળી એ આખો ટગમગી રહેલી છવિ મહીં,
અમારા બન્નેની ગત પ્રણયગાથા કથી રહી. ૧૪

( શરદ ) ચિમનલાલ ગાંધી

## ન્યાય

(મન્દાક્રાન્તા)

"છે કો' આનુ?" શિશુ ભણી તહીં અંગુલિથી બતાડી,
ઊંચે સાદે તરત પુરજે તોરમાં બૂમ પાડી.
ઉઠી ત્યાં તો કંઈક મહિલા ને ગઈ ત્યાં અગાડી,
ન્યાયાધીશે વળી ફરી પૂછ્યુ; "બાળની કોણ માડી?"

જેવું પેલું શિશુ નજરમા આવ્યું ત્યાં એક નારી 5
દોડી પ્હોચી હરિણી સરખી, બોલતી "બાળ મ્હારી!"
"લાડિલી રે! ગઇ કહીં હતી એકલી માત છોડી?
ના, ના, હાવા નહિ તજુ કદી પ્રાણની તું જ દોરી!"
ચાંપી છાતીસરસી, નયને અશ્રુની ધાર ચાલી,
ચૂમીઓથી બહુજ મુઝરી બાળકીને સુંવાળી. ૧૦
ઘેલી માતા વિસરી ગઈ એ ન્યાયને મંદિરે છે;
ભાને ભૂલી ચમકી ગઈ જ્યા જોયું કો બાળ લે છે.

"ના, ના, આપુ નહિં કદી હવે બાળુડું પ્રાણ મ્હારૂં!"
લીધુ હૈયે, ઝપટભરથી છેડલા માહી ઢાક્યું.
ત્યા તો પૂછે, "સરલ ભગિની! બાળ આ છે તમારૂં? ૧૫
લાવો ત્યારે, શપથ લઇને સૌ પુરાવા હું માનું."
ન્યાયાધીશે વચન વદતા બ્હાવરી આખ ફાડી,
જૂએ માતા ભયભીત બની આસપાસે બિચારી!
શું પૂછ્યુ તે સમજ ન પડી, થાય તે શું ન સૂઝે;
બ્હીતી બ્હીતી, નયન ગળતા અશ્રુને દીન પૂછે: ૨૦

(શિખરિણી)

"પુરાવો હું આપું? નિજ શિશુ તણી હું જ જનની!
કહો આ શું બાપુ! સમજ ન પડે આપ મનની!
નથી આ શું મ્હારી? હું જ અહીં, પુરાવો ન બસ છે?"
વહે અશ્રુધારા, હૃદય રસ વાત્સલ્ય છલકે!

(મન્દાક્રાન્તા)

મૂંગી મૂગી રડી રહી, વિચારે તહીં માત ભોળી: ૨૫
જાણે પાછી બહુ શ્રમ કરી જે અહોરાત્ર ખોળી!
"ભાઇ, સુણો દસ દિવસથી બાળને રોજ શોધુ;
નિદ્રા અન્ને નવ લીધુ સુખે, જ્યારથી બાળ ખોયુ.
જાણે શું કો, જનનીહૃદયે શી વ્યથા થાય જ્યારે,
હૈયા જેવુ નિજ શિશુ કહીં આમ ખોવાય ત્યારે." ૩૦
'મ્હારૂં વ્હાલું?' હૃદયસરસું ચાંપતી બાળ ચારૂ,
રોતી રોતી, 'શિશુ નથી બીજા કો'નું? કહે, 'છેજ મ્હારૂં!'

(અનુષ્ટુપ્)

વધારે વેણ ના પાગે, વદે ના માત મ્હાવરી;
શિશુને ચાંપતી હૈયે, રોતી ચૂમે ઘડી ઘડી.

(શાર્દૂલ)

"જાઓ, બાઇ! ગૃહે નથી, શિશુ ત્હમારૂં," ન્યાયદાતા, કહે;
આંસુ એ નથી કાયદા મહિં પુરાવો, માતૃવાત્સલ્ય કે,"
"માતાના વળી હેતથી ય સબળો કેવો પુરાવો હશે!"
કહેની માત વળે લઇ શિશુ ત્યહાં સિપાઈ સામે છએ.

(અનુષ્ટુપ્)

"નથી આંસુ વિના બીજો પુરાવો બાઇની કને,
શિશુ આપી શકાયે ના," ન્યાયાધિશ તહીં ભણે.
છુટાવ્યું બાળ માતાથી, કહાડી બ્હાર બીચારીને,
"મ્હારૂં બાળ! શિશુ મ્હારૂં!" પુકારી ઉપરે પડે.

(ઊર્મિ) સનાતન જ. બુચ.

---

## સૃષ્ટિસમ્રાટ્

(રાગ સોરઠ)

વિરમે તિમિરભરી ભયરાત,
ઉતરે ઉષા ચુમિત પ્રભાત—વિરમે૦
મોહ સુષુપ્તિ પ્રમાદ ભર્યા મન,
નવ જીવનમાં કરે નિમજ્જન,
બલ સૌન્દર્ય સમાધિ વિરાજન,
ઝીલે દિવ્ય પ્રતાપ—વિરમે૦
નયન તૃપ્ત ઉષ્મા વીચિ ઝીલી,
આત્મકમલ ઉઘડયું પૂર ખીલી,
ગમી અનાહત રસીલી ગુંજે,
શબ્દબ્રહ્મ તણી વાત—વિરમે૦
કામ ક્રોધ ભય લોભ વિવાતા,
અભય અખંડાનંદે ગાતાં,
દિનનિશ રસમસ્તીમાં ન્હાતા,
શમી ગયા ઉત્પાત—વિરમે૦

સવિતુ પ્રભુના ભર્ગ વરેણ્ય,
મંગલભર વેરતા કુમકુમ,
જ્યોતિ ઝળકે ઝગમગ અનુપમ,
અનવધિ રસસપાત—વિરમે૦

ઉઘડયુ એક અનંત સિંહાસન,
દિવ્ય મુકુટ કો ઉતરે પાવન,
નટીનટ નાચે ઘુમઘુમ બની એ,
રાષ્ટ્ર તણા સમ્રાટ્—વિરમે૦

(માનસી) રમણલાલ વસંતલાલ દેસાઈ

---

# હું

(પૃથ્વી)

અણુ હુ જગગાહ્યનુ, જગ અણુ મહા વિશ્વનુ,
અને સકલ વિશ્વ એ તવ શરીરના અંશ શુ,
છતા મુજ શરીરના પ્રબળ વેગથી હું ચહુ
અમેય સહુ માપવા, અલભ પામવા હુ મથુ
રવિ શશી સમોવડી દિવસ રાત કેવી ઝગે–
પ્રભો ! જગતવીંટતી તવ સુકીર્તિ નીલા નભે !
તદા તિમિર-વીંઝતા, ઝગકદીપ હાથે ગ્રહી
ધર્યુ જગત દેરવા, પણ ન જોઉં પાછો ફરી
કયહા તવ જયશ્રીની અચલતા, સમુન્નામતા,
અલિપ્ત તુજ રૂપતી, રસિકતા, લીલા, ભવ્યતા !–
છતા ઘડીક રાચવા બહુ મથુ, પડુ, આખડું,
વિલુબ્ધ મદઘેનમા અચિર વૈભવોને ચહુ
હસે છ મુજ દર્પપે ? સદય તુ મને જોય શુ ?
ભર્યા સભર ઊંચથી પ્રણયહેલી વર્ષાવશુ ?

(ઊર્મિ) વિઠ્ઠલદાસ કુરમુડિયા

---

## અંધાના ઉદ્ગાર

(શાર્દૂલવિક્રીડિત)

ચૂમાયો ગવિ જે ઉપામુખ વડે ધીમે ધીમે ઉગ્ર ચૈ
આવીને મધ-અન્દમા જ દગ્તો થાતો પછી નમ્ર તે.
વર્ષાવે પુનમે શશી રુપતણી છાળો બની મસ્ત ને
છોળિયો પડી શ્યામ ગ-પટમા સતાડતો સુખને.
વર્ષે છે જલ મેઘ એકજ સ્થળે વર્ષે પુગ જોશમા,
બીજે ઠામ જઈ ઠરે ગગનમા ઠડો બનીને અરે.
થોડા માસ મહિં વસત ખિલશે પુષ્પે અને પર્ણમા,
ને ટૂહૌકાર કરે ય કોકિલ ઘણા આબા તણા મ્હોરમા.
જો તો ના ગવિ છક, તેજ વિહિને થાવુ પડે અસ્તને,
મસ્તીમા રમતા શશી, વન બધા અધારમા આથડે.
મારીને પતકાર એક સઘળો પાછા છુપાવુ પડે;
તેથી મધ્ય રહી અખડિત બની રોવુ ન કેમે ધરે.
જોતા સર્વ દિસત અંધ પ્રકૃતિ ઉડાણથી ત્યા નકી.
તો, તો બાલ્યથી અધ હું ચખ વિના ઊણુ લહુ કા પછી ?

(ઊર્મિ) કાનજીભાઈ પટેલ

---

## કયાંહાં પ્રભુ ?

(વશસ્થ)

કયહા પ્રભુ ? કયહા પ્રભુ ? કયહા ? પુકારતો,
ઢૂઢયો બધે, ના તદપિ તું લાધતો,
ભમ્યો ઊડા કોતર મૃત્યુમુખ શા,
કરાડ સીધી, કપરી વળી ચડયો
વીંધ્યા જટાજૂટ સુગીચ જગલો,
ભેકાર કૈં ભેખડમાહિં આથડયો,
ભકતે રચ્યા મદિરમા વળી જઈ,
ભીના હૃદેથી તવ ભક્તિ મે કીધી;
તથાપિ ના તું જડતા મને કયહીં,
"પ્રભુ કયહા ?" એકલ હું વિચારનો.

વિચારતાં ચિત્તમહિં ઊંડું ઊંડું,
ઉરે ઊઠે ગેબી અવાજ માહરેઃ
"ન લભ્ય તારા તપથી કઠોરથી,
ન લભ્ય વા ભીનલ તારી ભક્તિથી;
વસું હું ના મંદિરમા, જ્યહિં, જનો
હાંસી કરે મારી, વગાડી ટોકરી;
ઢુંઢ્યા મને વિશ્વમહિં, લહિં વસું
નહિં! વસું માનવતામહિં જ હું."

(કિશોર) પ્રજારામ નરોત્તમ રાવળ

## હૈયાની હોડલી

મારી હૈયાની હોડલી નાનીઃ
સાગરરાજ ધીરા વહો.
એમા જોજો ભરાય ના પાણીઃ
સાગરરાજ ધીરા વહો.
એને શઢ ને સુકાન નથી કોઈનાં રે,
મેં તો શકુનની વેળા જોઈના રે,
આવ્યું મનમા ને નાવ છોડી મેલીઃ
સાગરરાજ ધીરા વહો.
મારે સંગી ન સાથ કોઈ બેલી;
સાગરરાજ ધીરા વહો.
વાય વેગે સમીર બહાર ચારે દિશે,
રાત અંધારી વાટ મને ના રે દીસે,
ધ્રુવતારાને જોઈ તોય હાકું:
સાગરરાજ ધીરા વહો.
મારે જવાની દિશ યાદ રાખુંઃ
સાગરરાજ ધીરા વહો.

(કિશોર) સોમાભાઈ ભાવસાર

## વણકરને

વસ્ત્ર વણનારા દેહનું મારા, વણકર ભાઈલા સુણ
કરગરી કહું તે ધ્યાનમાં લે, ના ભૂલીશ તારો ગુણ.
ભલા જો તું દેહ વણે મારો,
વાણોતાણો વાપરજે સારો.
દેહનો સ્વામી હું બલધારી, જેવો દીધું બળવાન,
તેવું વણી મને ઓળિયું દેજે, શખજે ભાઈ ભાન.
ઘડી ઘડી ફાટે ને તૂટે,
નકામાં તેજ એમાં ખૂટે.
તેજનો સ્વામી હું, ના વલખા મારું રૂપને કાજ,
રૂપના ભૂખ્યા કોઈને દેહે દેજો સ્વરૂપના સાજ.
વાણાતાણા હોય ભલે કાળા,
રંગી એનાં પાડીશ ના ગાળા.
જાડા'જાડા ને ચીકણા જોઈ, લેજે તું હાથમાં તાર,
ઝૂઝવા જાયે આતમ જ્યારે, અધવચ તૂટે ના તાર.
વાણાતાણા વજ્જરના કરજે,
કુસુમોની કોમળતા ભરજે.
વસ્ત્ર વણનારા દેહનું મારા, વણકર ભાઈલા સુણ,
કરગરી કહું તે ધ્યાનમાં લે, ના ભૂલીશ તારો ગુણ.
ભલા જો તું દેહ વણે મારો,
વાણોતાણો વાપરજે સારો.

(ઊર્મિ) જેઠાલાલ ત્રિવેદી

## લાવા

પૃથ્વી પેટાળ તારે દવ નિત સળગે, અંતરે તાપ તારે
હાસે શે કૂંપળો આ હરિત ! મૃદુલ રે ! અંકુરો કેમ ફૂટે ?
મારે હૈયેય લાવા પ્રતિદિન પ્રજળે, ના શમે કોડ વાતે,
બાળે ઊર્મિ,મધુરાં સ્વપ્ન, પ્રિયતણી સંસ્મૃતિ રમ્ય,ઓ રે !
માતા આ રંક કેરું ગુરુ પદ લઈ, કો ભાવ ઉદાત્ત પૂરો
લાવાની ઝાપટે છો ઉર ડસડસતું, લોચને હાસ વેરે !

(પ્રસ્થાન) દુર્ગેશ શુકલ

## બત્રીશા

( મંદ. શાર્દૂલ. સ્રગ. )

પર્ણો પીળાં સુમન ન મળે, દુઃખદારિદ્ર ભૂંડાં,
જેનાં જીવન શુષ્ક છે શિશિરમાં, ખીલે વસંતે રૂડાં;
વર્ષો વિત્યાં નયનજલમા, અંગ પ્રત્યંગ કંપે,
એવી ભારતમાતની શિશિરની ક્યારે વસંતે ઉગે ?
બત્રીશા પાંગર્યા જે રણભૂમિ ઉપરે
પરિમલ પ્રસરે મુક્તિની પુણ્ય કુંજે !

(શરદ) ૫૦

## શિવને

કદાચ કમભાગ્યથી પ્રબળ દુઃખ આવી પડે
અસહ્ય, પણ ઝેરને જરૂર ધારી પીવું પડે,
ગળે તવ ઉતારજે, મુખબહાર ના લાવજે,
મને પ્રભુકૃપા કરી જરૂર એટલું આપજે.

(પ્રસ્થાન) સ્વ. પાર્વતીપ્રસાદ. વિ. વૈદ્ય

## બે મુક્તકો

શોભા ભલેને જનચિત્ત માને,
નિર્માણ કિંતુ ઉપયોગ માટે;
તરુવરો ગ્રીષ્મ મહીં ધરે છે
પર્ણો, શિશિરે પણ ખેરવે છે.

બન્ધુદ્રયે આતર યુદ્ધ જામ્યે,
વિરાટ સૃષ્ટિ બહુ હાનિ પામે;
વને ઘસાતા તરુ અન્ય વૃક્ષે,
પ્રચણ્ડ દાવાનળ સર્વ ભક્ષે.

( કુમાર ) રામપ્રસાદ શુકલ

(૨)

તૃણેતૃણ મહીં ભરેલ વનભૂમિની ધારણા,
છૂપી ઉદધિબિંદુમાં, અખિલ સિંધુની યોજના;
રહી સકલ કોષમાં અખિલ દેહની ચેતના,
પળેપળ વિરાજતી સકળ કાળની ભાવના.

(પ્રસ્થાન) જયંતિલાલ આચાર્ય

## મુક્તક

કદિ તાતા તાપમાંહિ તાવે, મને દુઃખ નથી,
નથી દુઃખ કસોટીએ ઘસી, કસી જોયાનું;
તોલ ચણોઠીની સાથે ચતુરોએ મારો કરે,
મોટું દુઃખ એજ, સહ્યું જાતું નથી મારાથી.

(કૌમુદી) રસનિધિ

## બે પાદપૂર્તિઓ

ભણાવતો શિક્ષક ના સ્વ-બાલને,
હજામ કાપે ન કદી સ્વ-બાલને,
ન વૈદ્ય કેરા સ્વજનો નિરામય,
**'परोपकाराय सतां विभूतयः'**

બેરી છ સાત પરણી, બહુ મોજ માણી,
બુઢ્ઢા ગૃહસ્થ વદિયા સુગભીર વાણી:
"લૌ વાનપ્રસ્થ, વિરમ્યું મન વાસનાથી,
'સૌંદર્ય શું? જગત શું? તપ એજ સાચી.'

(પ્રસ્થાન) નટવરલાલ પ્રભુલાલ બુચ

# અનુક્રમણિકા

(ગ્રંથ અને ગ્રંથકાર પુસ્તક ૧, ૨, ૩, ૪, ૫, ૬, અને ૭)

| | | |
|---|---|---|
| ૯૧ શ્રી જદુરાય દુર્લભજી ખંધડીઆ | ત્રીજું | ૨ |
| ૯૨ શ્રીમતી જયમનગૌરી વ્યોમેશચન્દ્ર પાઠકજી | ,, | ૨ |
| ૯૩ મુનિશ્રી જયન્તવિજયજી | ,, | ૩ |
| ૯૪ શ્રી. જગન્નાથ દામોદર ત્રિપાઠી | બીજું | ૧૨ |
| ૯૫ ,, જયસુખલાલ કૃષ્ણલાલ મ્હેતા | ત્રીજું | ૩ |
| ૯૬ શ્રી. જયકૃષ્ણ નાગરદાસ વર્મા | બીજું | ૧૨. |
| ૯૭ ,, જનુભાઈ અમરતલાલ સૈયદ | ચોથું | ૧૨૧ |
| ૯૮ ,, જયતિલાલ નરોત્તમ ધ્યાની | છઠ્ઠું | ૬૧ |
| ૯૯ શ્રી. જહાગીર અરદેસર તાલ્યારખાન | ,, | ૮૫ |
| ૧૦૦ શ્રી. જટાશંકર લીલાધર ત્રિવેદી | સાતમું | ૨૦૯ |
| ૧૦૧ મુનિશ્રી જિનવિજયજી | પાંચમું | ૧૬૦ |
| ૧૦૨ શ્રી. જીવણલાલ અમરશી મહેતા | પહેલું | ૭૭ |
| ૧૦૩ સર જીવનજી જમશેદજી મોદી | ,, | ૭૯ |
| ૧૦૪ શ્રી. જીવાભાઈ રેવાભાઈ પટેલ | બીજું | ૨૫ |
| ૧૦૫ ,, જેઠાલાલ જીવણલાલ ગાંધી | પાંચમું | ૧૬૨ |
| ૧૦૬ ,, જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ | પહેલું | ૮૫ |
| ૧૦૭ ,, જેઠાલાલ નારાયણ ત્રિવેદી | ત્રીજું | ૩૫ |
| ૧૦૮ ,, જ્યોતીન્દ્ર હરિશંકર દવે | પહેલું | ૭૬ |
| ૧૦૯ ,, ઝવેરચંદ કાલીદાસ મેઘાણી | બીજું | ૨૬ |
| ૧૧૦ ,, તારાચંદ પોપટલાલ અડાલજા | ,, | ૨૯ |
| ૧૧૧ ,, ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ | ,, | ૩૧ |
| ૧૧૨ ,, ત્રિભુવન જમનાદાસ શેઠ | ત્રીજું | ૩૬ |
| ૧૧૩ ,, ત્રિભુવન પુરુષોત્તમદાસ લુહાર (સુન્દરમ્) | ચોથું | ૧૨૭ |
| ૧૧૪ ,, ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી | પહેલું | ૮૭ |
| ૧૧૫ ,, ડોલરરાય રંગીલદાસ માંકડ | ,, | ૯૦ |
| ૧૧૬ ,, ડુંગરસિંહ ધરમસિંહ સંપટ | છઠ્ઠું | ૬૬ |
| ૧૧૭ શ્રીમતી તારાબ્હેન મોડક | પહેલું | ૯૧ |
| ૧૧૮ શ્રી. દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર | બીજું | ૩૩ |
| ૧૧૯ શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ ડીસકળકર | સાતમું | ૧૯૩ |
| ૧૨૦ શ્રીમતી દીપકબા દેસાઈ | બીજું | ૩૫ |
| ૧૨૧ શ્રી. દસ્તમજી બરજોરજી પેમાસ્તર | પાંચમું | ૧૬૩ |